## ત્રિવેણી સંગમ

પેશાવરથી મોસ્કો : એ એક વિચિત્ર વસ્તુ છે. એ એક પ્રવાસવર્ણન છે, એથી એ ચઢી જાય એવી એ એક સાહસિકા ( Adventure Story ) છે, ને તેય વળી સાચી સાહસિકા છે, તેને પ ઝાંખી પાડે એવો એ એક દૂરના દેશની પરિસ્થિતિ વિષે રસભરી હકીકત આપનારો માહિતી સંગ્રહ છે. એકજ પુસ્તકમા આવો ત્રિવેણી સંગમ થાય છે આની વિવિધ રચનાને પ્રગટ કરતાં આનંદ થાય છે વાચકને ય તે વાચતાં તેટલો જ આનંદ થશે એવી આશા અસ્થાને નથી. એનો લખનાર એક મુહાજરીન છે જેણે ૧૯૨૦ની સાલમા આ અદ્દભુત સફર કરી હતી. એ સફરનુ વર્ણન લખી એણે ખરેખર સાહિત્યની અને પ્રજાની સેવા બજાવી છે

આ પુસ્તક ગાંડીવ સાહિત્ય મંદિર પર તા ૭–૧–૩૨ ને રોજ સરકારી સીલ પડયુ ને ચોકી પહેરો બેઠો તે પૂર્વે છપાઇને તૈયાર થઇ ગયુ હતુ માત્ર પ્રસ્તાવના ને બાંધણી જ બાકી હતા પરંતુ સીલને લીધે તે બહાર ન પડી શક્યુ એટલુ જ નહિ પણ સીન-

ગાળામાં ઉપાધ્યાયણીના મુખસ્પર્શનો લાભ ઓછો-વત્તો પણ એને મળી ચૂક્યો. કોઇ કોઇ નકશો એ વાતની સાક્ષી પૂરશે. તેવી નમ્બો નભાવી લેવા વાચક વર્ગને વિનતિ છે.

**આ** પુસ્તકના છેલ્લા પૃષ્ઠોમાં રૂશિયા વિષે ઘણી માહિતી છે. જે દેશમા રોજ જ કંઇ ને કંઈ ફેરફારો થયા કરતા હોય તે દેશ માટે કાલે મળેલી માહિતી આજે જૂની ને છેક ભૂતકાળના જેવી થઇ પડે એમાં નવાઈ નથી. એ દૃષ્ટિએ આ પુસ્તકમાંની માહિતી પણ કંઇક વાસી લાગશે. તેમ છતાં તે **લેખકના સ્વાનુભવો** છે—સાંભળેલી, કે કોઈ બીજા ભાષા પરથી ઉતારેલી વસ્તુ નથી, એટલે એમાં જીવંત તત્વ છે એમ વાચકોને જરૂર લાગશે; અને એ જીવંત તત્વ પૂરતીજ એની મહત્તા છે. વાંચકોને પોતાને નવી મળેલી માહિતીનો ઓપ તેના પર ચઢાવી દેવાનું મુશ્કેલ નહિ જ પડે એવી શ્રદ્ધા છે

ન. વી.

ઇ૦ સ૦ ૧૯૨૦ની સાલમાં, હિંદુસ્થાનના રાજદ્વારી સમુદ્રમાં "હિજરત" નું જે પ્રચંડ મોજું **નવલોહીયા જુવાનો** ઉછળ્યું તેનાથી પંજાબના અસંતુષ્ટ નિર્ધન ખેડુતો દેશ છોડી ચાલ્યા ગયા. નાના નાના વેપારી કે દુકાનદારો તો શું ? પણ દેશના કેટલાયે સુશિક્ષિત લોકો જેમને સ્વાતંત્ર્યનો પૂરેપૂરો ખ્યાલ હતો એવા પણ દૂર દૂર જઈ વસ્યા. પંજાબના અભિમાની, જ્ઞાની ને હોશિયાર, રાજદ્વારી પુરૂષો જે પોતાને સ્વાતંત્ર્યના હિમાયતી કહેવડાવતા હતા તેમને પણ તે મોજા આગળ મૂગે મ્હોડે નમતુ આપવું પડયુ. તે સુશિક્ષિત-વર્ગ હિંદુસ્થાનની રાજકીય ચળવળનો જમણો હાથ નહિ તો ડાબો હાથ તો હતોજ. હિંદુસ્થાનના અહિંસક અસહકારના કાર્યક્રમમાં તેમની ખરી સહાનુભૂતિ નહોતી અહિંસક અસહકારને તે વર્ગે બુદ્ધિપૂર્વક કબૂલજ કર્યો નહોતો. અને તેટલા કારણને લઇને અહિંસક અસહકારના માર્ગે સ્વરાજ મળશે એવી તેમને કદિ શ્રદ્ધા બેઠીજ ન હતી. એવા અસહકારના કાર્યક્રમના મૂળ તત્વોની બાબતમાંજ તે વર્ગ તદ્દન અસંતુષ્ટ હતો નવીન કલ્પનાથી પ્રેરણા પામેલા, ને ચઢતા લોહીના એ તરૂણોને એ કાર્યક્રમ બિલકુલ આકર્ષક ન લાગ્યો. તે તેમને સત્વ વગરનો જણાયો; પરંતુ હિજરતની ચ-

ળવળથી તેમને દૂર દૂરના દેશોમાં જઈ તે દેશના ઈતિહાસનો અભ્યાસ કરવાની અમુલ્ય તક મળી. તેમણે અફઘાનીસ્થાનના અમીર તરફથી મળેલા નિમન્ત્રણનો અચ્છો ઉપયોગ કરી લીધો. હિંદુસ્થાન છોડી અફઘાનિસ્તાન આવેલા લોકોનું એ અમીરે સારૂં સ્વાગત કર્યું; દેશત્યાગી હિંદી લોકોનું પોતાના દેશમાં સ્વાગત કરવાને તે એકે પગે તૈયાર હતો.

**હિજરતનો ઉદ્દેશ**

પ્રથમ હિજરત એ એક ધાર્મિક ચળવળ હતી. તુર્કસ્થાનની ખિલાફત સંબંધમાં અંગ્રેજ સરકારે જે અન્યાયભર્યું ધોરણ સ્વીકાર્યું હતું તેથી ચીડાઈ ગયેલા મુસલમાનોએ—મુસલમાન કોમને માટેજ ઉભી કરેલી એ ચળવળ હતી. બ્રિટિશ અમલ હેઠળ જેઓ સુખી ન હોય, જેઓને તેમના રાજ્યથી અસંતોષ હોય તેઓએ તાબડતોબ બ્રિટિશ રાજ્યનો ત્યાગ કરી પરદેશની કોઈ પણ મુસલમાની સત્તા હેઠળ જઈ રહેવું એવો તે ચળવળનો સ્પષ્ટ ઉદ્દેશ હતો.

**હિજરતનો જન્મ**

ખિલાફતની ચળવળથી ધર્મઘેલા મુસલમાનોનાં માથાં તદ્દન ફરી ગયાં હતાં, અને તેનાજ પરિણામે 'હિજરત'નો જન્મ થયો હિજરતની એટલે દેશત્યાગની ચળવળ ખિલાફતમાંથીજ ઉદય પામી. આ ચળવળની જે છોળ ઉત્પન્ન થઈ તે છોળથી ૩૬૦૦૦ મુસલમાનો અફઘાનિસ્તાન તરફ ચાલ્યા ગયા. અર્થાત્ ૩૬૦૦૦ હિંદી મુસલમાનો તે હિંદી મટીને પરદેશી બન્યા.

**શરૂઆત**

ચળવળની શરૂઆતમાં વીસ વીસ, ત્રીસ ત્રીસ માણસોના એકેક કાફલો—એવા કાફલાબંધ લોકો બહાર નીકળતા હતા; પરંતુ છેવટના ભાગમાં તેમની સંખ્યા બેહદ વધી ગઈ.

સેંકડો માણસો તે અફઘાનો સાથે થવા લાગ્યા આ પુસ્તકમાં જે હેવાલ છે તેનો સબંધ પહેલી સાત ટુકડીઓ સાથે છે, અને તે સાત ટુકડીઓમાંજ ચળવળથી ઘસડાઈ ગયેલા અનેક સાહસિક લોકોનો સમાવેશ થયેલો હતો. શૌકત ઉસ્માની આમાંની ત્રીજી ટુકડીમાં હતો હિંદુસ્થાન છોડ્યા પછી હિંદુસ્થાનનો સરહદનો પ્રદેશ અને અફઘાનિસ્થાનનું પહેલું મહત્વનું શહેર જલાલાબાદ છે, એની વચ્ચેના સ્થળોએ અમે વધારે વખત ન ગાળતાં સીધા જલાલાબાદ જઈ પહોંચ્યા

**નાદિરખાન**

જલાલાબાદમાં જનરલ નાદિરખાને* અમારું ઘણું સરસ સ્વાગત કર્યું નાદિરખાન અફઘાનિસ્થાનના યુદ્ધમંત્રી અને જલાલાબાદના ગવર્નર હતા સર્વ અફઘાન અમલદારો કરતાં તેમણે અમારાં ચિત્ત બહુજ આકર્ષી લીધાં નાદિરખાન ઘણા સભ્ય અને સુશિક્ષિત પુરુષ હતા તેમની મુખમુદ્રા કોઈ પણ માણસનું મન હરણ કરી લે એવી હતી તેઓ શરીરે નાજુક પાતળી કાઠીના અને ખૂબ ઉંચા હતા તેમણે પગે લશ્કરી ઢબના બૂટ પહેર્યા હતા ઈજાર પણ લશ્કરી ઢબનીજ હતી તેમની વાણી વિશ્વાસ અને આદર ઉત્પન્ન કરે એવી હતી તેમની ભાષામાં એક પ્રકારની અધિકાર શક્તિ હતી દૂર હિંદુકુશની દુર્ગમ ગુફાઓમાં રહીને પણ તેમણે આંતર રાષ્ટ્રીય રાજપ્રકરણનું સારું જ્ઞાન મેળવ્યું હતું યુરોપની રાજનીતિનું પાણી તેઓ સંપૂર્ણ સમજી ગયા હતા, તેના દાવપેચની તેમને પૂરેપૂરી માહિતી હતી હિંદુસ્થાનના તે સમયના રાજપ્રકરણનો તેમનો અભ્યાસ જબરદસ્ત હતો બલ્કે કોઈ પણ હિંદી મનુષ્યને આશ્ચર્યચકિત કરી દે એવો હતો અમારા રાજકીય વાદવિવાદમાં 'હિંદુસ્થાને શી રીતે વર્તવું' એનું તેમણે અમારા

* એ અત્યારે બચ્ચા સાકુને હરાવીને અમીર બન્યા છે.

આગળ એટલું તર્કથી, યુક્તિપ્રયુક્તિથી અને દાખલા દલીલ સહિ પ્રતિપાદન કરી આપ્યું કે અમે સૌ છક થઈ ગયા. તેમના તે રાજકીય ધારણની અમારે પ્રશંસા જ કરવી પડી.

**છાપાના તંત્રી**

સુલ્હમંત્રી અને ગવર્નર હોવા છતાં નાદિરખાન એક પત્રના તંત્રી હતા. તે પત્રનો ઉદ્દેશ "પૂર્વ તરફનાં રાષ્ટ્રોમાં ઐક્ય સ્થાપન" કરવાનો હતો, અને તેજ ધોરણે તે ચલાવવામાં આવતું હતું. પત્રનું નામ ઈતિહદ–ઈ–મશ્રકી (Itihad–i–Mashruqi) હતું. પત્રના એકાદ પૃષ્ટ પર જો સહજ નજર નાખીએ તો તંત્રીની વિદ્વત્તા અને લાયકાતની તત્કાળ ખાત્રી થઈ જતી. નાદિરખાન અષ્ટાવધાની હતા. તેમની બુદ્ધિ બહુ વિલક્ષણ હતી. અફઘાનિસ્તાનના સ્વાતંત્ર્ય યુદ્ધમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો

**હીરાની ખાણો**

બરાબર બે અઠવાડીઆં સુધી નાદિરખાનની મેમાનગીરી ભોગવ્યા પછી અમે ઘોડા પર બેસી કાબુલ જવા નીકળ્યા. બે ટુકડીઓ મળી અમે પચાસ જણ હતા. જલાલાબાદ પછી અમારો પહેલો મુકામ જગ્દલક (Gagdalak) માં થયો. એ ગામ પર્વતની હાર પર આવેલું છે અને તેની સામેજ હીરાની ખાણો છે. અત્યારે જો કે તે ખાણોમાં કામ ચાલતું નથી. તોપણ ત્યાંના લોકોનું કહેવું એવું હતું કે તે ખાણો ખરેખર સાક્ષાત્ કુબેરના ભંડાર જેવી છે.

**અમીર સાથે મુલાકાત**

કઠિન પર્વતોની હારમાં થઈ ચાર દિવસનો પ્રવાસ કર્યા પછી અમે કાબુલ જઈ પહોંચ્યા. તે ઈ૦ સ૦ ૧૯૨૦ના જુનની ૩૭ તારીખ હતી અમીર બાદશાહે જાતે હાજર રહી અમારૂં સુંદર સ્વાગત કર્યું, અને પછી તેઓ એક

ઉચ્ચ આસન પર બેઠા "બિરાદરો" એવા સબોધનથી તેમણે પોતાના ભાષણની શરૂઆત કરી તેઓ બોલ્યા—

"ભાઇઓ, અફઘાનિસ્તાન દેશ એ તમારો દેશ છે હુ તો લોકોને માટે નાકિઓજ નીમેલો એક રક્ષક છુ હુ તમારુ એક ભાઈ તરીકે સ્વાગત કરુ છુ હુ મારી પાસે હશે તે સર્વ સાધનોથી તમારુ રક્ષણ કરીશ ટૂકામા સર્વ રીતે હુ તમારુ કષ્ટ મટાડવા પ્રયત્ન કરીશ મારી પાઠશાળાઓ અને લશ્કરી સસ્થાઓ તમારે માટે ખુલ્લી છે તમારામાથી જેમના પર સરસ્વતીની કૃપા હોય તેઓને માટે વિશ્વવિદ્યાલયો ખુલ્લા છે તેમને મોટા મોટા દરજ્જાની નોકરીઓ પણ આપવામા આવશે, અને જેઓ બુદ્ધિમા પછાત હોય તે લશ્કરી સસ્થામા જોડાઈ જાય પરતુ તમે દૂર દેશથી પ્રવાસ કરી આવ્યા છો એટલે વધુ થાક્યા હશો જેથી તમને થોડા આરામની જરૂર છે તેના માટે મે જુદીજ વ્યવસ્થા કરી છે તમને કોઈ હરકત થવી જોઇએ તમને **જબલ્-અસ-શિરાજ** એટલે 'પ્રભાત પર્વતના શિખર' ઉપર રાખવાની ગોઠવણ કરી છે ત્યા તમે રહેજો. બે મહિના ત્યા મારા મેમાન તરીકે તમારે રહેવાનુ છે, પછી પાછા આવતા રહેજો અને તમારી ઇચ્છા પ્રમાણે કામ સ્વીકારી લેજો, તે ગાળામા તમારી મરજી પર છોડુ છુ" વગેરે

પુન એક વાર અમે વસ્ત્રો વગેરે માટે અને દર્શાવેલા સાગ જ્ઞાન અમને અર્પિત આપી અમીર સાહેબે પોતાનુ ભાષણ ખતમ કર્યું. અને અમે પણ તેમણે અમારા સબધમા જે સહાનુભૂતિ બતાવી તે માટે તેમજ અમારુ ઉત્તમ સ્વાગત કર્યું તે માટે તેમનો આભાર માન્યો

**ગેસ્ટ હાઉસ**

અમીરનું ભાષણ સમાપ્ત થયા પછી અમને એક ગેસ્ટ હાઉસમાં લઈ જવામાં આવ્યા. તે મકાન જૂનુંપુરાણું હોવા છતાં ખૂબ મજબૂત અને વિશાળ હતું. તેનો કેટલોક ભાગ તે વખતે મેન્શેવિક વગેરે રશિયન શરણાગતોના તાબામાં હતો. એના બાકીના ભાગમાં અમને મુકામ આપવામાં આવ્યો.

સાંજે વાળુ કર્યા પછી અમે આ 'જબલ્-અસ્-સિરાજ' વિષે ચર્ચા કરવા લાગ્યા. "અમીરે જે આપણને જબલ્-અસ્-સિરાજ જવાનું સૂચવ્યું તે જરૂરનું છે કે કેમ? આપણે ત્યાં જવાની શી જરૂર છે? આપણે ત્યાં જવું જ શા માટે?" એવા એવા પ્રશ્નોની વાગ્ધારા અમારા વચ્ચે શરૂ થઈ.

**નાપાકનો ત્યાગ**

આજના સમય સુધી અમારામાંના ઘણાખરા એક ખાસ કલ્પનાથી જ પ્રેરાયેલા હતા અને તે કલ્પનાની અસર હજી કેટલાકના મન પરથી સંપૂર્ણ રીતે નાબૂદ થઈ નહોતી. તે કલ્પના એ કે 'નાપાક' હિંદુસ્થાનનો ત્યાગ કરી મક્કા જઈ પહોંચવું. મક્કા એ જ તેમનું છેવટનું ધ્યેય હતું. કાબુલ એ જ કેટલાકે પોતાનું લક્ષ્યસ્થાન ઠરાવેલું હતું. અનાતોલિયા—એટલે એશિયાઈ તુર્કસ્થાન જવાનો વિચાર ઘણા થોડાના જ મનમાં હતો. જેમને તેથી પણ આગળ જવું હતું તેઓએ પોતાનો નિશ્ચય પોતાના મનમાં ઘેરથી નીકળતાં પહેલાં જ કરી રાખ્યો હતો. માત્ર તે તેમણે કોઈની આગળ જણાવ્યો ન હતો.

**ખિલાફતને ખાતર**

પરંતુ 'અનાતોલિયા કે કાબુલ?' નો વાદ શરૂ થયો. તેમાં અનાતોલિયા જનારાઓનો જ વિજય થયો. 'આપણે તો અનાતોલિયા જવું છે, આપણે તો અનાતોલિયા જવાના' આ

પણે હિંદુસ્થાનથી નીકળ્યા છીએ તે અનાતોલિયા જવાને જ નીકળ્યા છીએ મકુનમાં રહેવા નીકળ્યા નથી આપણે ખલિફા માટે લડવુ છે આપણે ખિલાફતનુ રક્ષણ કરવુ છે આપણે તેને માટે આ પણ મસ્તક હાથમાં લઈને નીકળ્યા છીએ આપણે ખલિફાને ખાતર મરવુ જોઈએ આપણો લોહી જવુ જોઈએ આ અમીર આપણને નાહક અવળે રસ્તે શુ રોકી લઈ જાય છે? આપણા માર્ગે આગળ જવા દેતો ન ને આપણને ખાવા માટે જબલ-ઉસ-સિરાજમાં શા માટે મોકલે છે? આપણે હવાખાવા માટે આવ્યા નથી? આપણે તો પ્રાણ વિસર્જન કરવા આવ્યા છીએ આપણે હવા ખાઈને શુ કરવી છે?

"એના જેવા આપણા બે મહિના આપણને આડે રસ્તે ફાવે તો લઈ જઈને શુ કરવા ગુમાવરાવે છે

**અમીર વિશે શંકા** અમીર સાહેબને આપણા વખતની કિંમત નહિ હોય પણ આપણને તો છે! આપણને બે મહિના રાખી રાખવામાં અમીરનો કંઈ પણ ગૂઢ હેતુ હોવો જોઈએ તે હેતુ જરૂર આપણને તેણે અગાઉથી રાખેલા હોવા જોઈએ આપણને આગળ જવા દેવા નહિ હોય નહિ તો અમીર તે જ વખતે તેવો હુકમ આપણો કેમ ન આપે? એને બે મહિના આપણુ શુ કામ હશે? અને એના અમલદારો આ પાછી સાથે જે વર્તન ચલાવે છે તે પણ એની સૂચના પ્રમાણેજ, તેણે ઉચ્ચારના મીઠા મીઠા શબ્દો પ્રમાણે છે કે શુ? અમીરે ક્યાં પણ મુલ્લા સિવાય આ ગેસ્ટહાઉસના મુખ્ય અમલદાર આપણી સાથે આમ બેદરકારીથી ઉદ્ધતાઈથી શા માટે વર્તે? અમીર તો આપણને મેમાનગીરી સ્વીકારવાનુ કહેતા હતા અને આપણી ખોરાકીનો સામાન આપણે પોતાની પાસે લાવવો પડે છે! તો એ મેમાનગીરીની રીત કેવી? આવો જ આપણો સત્કાર કે? અમીર

તે વિશે શું કહેતો હતો? અને આજ પ્રત્યક્ષ શું જોઈએ છીએ? **इदं तृतीयम्!** એ શું? કદાચ એમાં અમીરનો હેતુ આપણી કસોટી કરવાનો તો નહિ હોય? અમીરનું મન શુદ્ધ હો! કેવ ચના અમલદારો જ આમ કરતા હો? પણ તેમાં આપણે શું કરીએ? આપણે અમીરને ખબર આપીને આનો જવાબ પૂછીશું. તેની સમ્મતિ વિના આ અમલદારો આવું મનસ્વી વર્તન શી રીતે ચલાવી શકે? માટે નહિ એ અમીરનો જ આ બધો પ્રપંચ છે, અને તેટલા જ માટે તેણે આપણને અગાઉથી ખબર ને મે મના હાજર જવાની યુક્તિ કરી છે. અમીરને માટે આપણને સંપૂર્ણ સંશય ઉપજે છે. એ મોટા ફરલ ધર્મવેત્તા જુવાનો આ પ્રમાણે બોલ્યા. તેથી બાકીના લોકોના મનમાં પણ અમીરના સંબંધમાં ધીમે ધીમે ભ્રમ થવા લાગ્યો. તેમના મન પણ શંકાશીલ બની ગયા.

આ પ્રમાણે અમીરની અને તેના અમલદારોની દુષ્ટ વર્તણૂકના સંબંધમાં અમે સર્વ વિચારમગ્ન **ખરાબ સ્વપ્ન!** થતા ધીમે ધીમે રાત્રિનું સામ્રાજ્ય શરૂ થયું—અને તે વધતી જતી ભયંકર ઘોર રાત્રિની સાથે જ ભિન્નભિન્ન વિચારોથી જાતજાતના ભય અમારા મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. અમીરના દુષ્ટ વિચાર વિવિધ સ્વરૂપ ધારણ કરીને અમને બ્હીવરાવવા લાગ્યા. રાત્રિ દુષ્ટ વિચારોને જ જન્મ આપે છે. દુનીઆના મોટા ભાગના બધા ગુના રાત્રે જ બને છે. તે મુજબ રાત્રિ પડી એટલે અમને ખરાબ ભયંકર સ્વપ્નો આવવા લાગ્યાં અને તેમાંનું એક સ્વપ્ન તો આબેહૂબ સાચું જ પડ્યું—

જાણે એક વયનાન મૌલવી ઓચિંતો દુષ્ટાત્માનું રૂપ લઈ અમારી સામે ઉભો રહ્યો. મૌલવી આમાં દુષ્ટ એ હિંદુ સમાજ વિનાશક સંસ્થાનો એક મુખ્ય પ્રતિનિધિ હતો. હિંદુસ્તાન સબંધ અમીરનો સલાહકાર પણ એ જ હતો. ઉપરાંત તે અફઘાનિસ્તાનની

પૅન-ઇસ્લામિઝ્મ ચળવળોનો નેતા હતો. લાંબી દાઢી અને ધીમે ધીમે આવેલી વૃદ્ધાવસ્થાના કારણે નાગરિકને છાજતું ડહાપણ પણ તેની સાથે ચાલી આવ્યું હતું. તે પોતાને સાક્ષાત બૃહસ્પતિનો અવતાર માનતો હતો. જગતનો સર્વ જ્ઞાનભંડાર મારાજ ભેજામાં ભરેલો છે એમ તેને લાગતું હતું; અને તેટલાજ માટે અમને બે ચાર શિખામણની વાતો કહેવાને આટલી રાત્રે તસ્દી લઇને અમારી પાસે આવ્યો હતો. તેણે અમને ત્યાંના રાષ્ટ્રીય ચળવળના મુખ્ય નેતાઓ વિષે માહિતી આપી, અને તેમની ભયંકર આત્મઘાતક ચળવળથી તદ્દન દૂર રહેવા સંબંધી મહત્વનો ઇસારો કર્યો; એટલુંજ નહિ પણ અમારા હિતને ખાતર અમારામાંથી કેટલાકને એક બાજુએ લઇ જઇ તેમને યુક્તિ, લાંચ અને ધમકી બતાવી પોતાના પક્ષમાં ભળી જવા સમજાવ્યા. તેની દૂરદર્શી અને હિતકારક સલાહમાં તેણે અમને તત્કાળ જમરૂદ-અમ્-શિરાજ જવાને કહ્યું.

**શયતાનની આંખો**

તે વખતે એ શયતાને જે મુખમુદ્રા ધારણ કરી હતી તે ખરેખર અવર્ણનીય હતી. દૂરદર્શીપણું અને ચાલાકી એ બે સદ્ગુણો (?) તે શયતાનની મુદ્રા પર તે વખતે સંપૂર્ણ રીતે તરી આવેલા જણાતા હતા. તેની તે કપટી આંખો અમારી હિલચાલ તરફ એક સરખી ફર્યા કરતી હતી. તેની દૃષ્ટિમાં અમને તે વખતે દાવત્રાખોરપણું ઓતપ્રોત ભરેલું જણાઇ આવ્યું. કોઇક જાદુગર જેમ મંત્રપ્રયોગ કર્યા પછી પોતાની શક્તિનો પ્રભાવ જોતો હોય તેમ તે અમારા તરફ જોતો હતો. એનાં એ સર્વ લક્ષણો ઉપરથી અમારા મનમા એને વિષે અવિશ્વાસ અને શંકા ઉત્પન્ન થયા. તેનું બોલવું ભાવિ શંકા સૂચવતુ હતુ.

તોપણ અમે યે કાઇ ઓછા ઉસ્તાદ નહોતા. એની વર્ત-

અબદુલ હક હતુ તુર્કસ્થાન જઈ ખલિફાના વાજબી હક્ક માટે લડવાને તૈયાર થયેલા અમારામાના કેટલાક જણનો તેમણે પક્ષ લીધો હતો કાજી અબદુલઅલી, મુલ્લા ઓબાયદુલ્લાહ અને મૌલવી અબદુલ હક એ ત્રિપુટી વચ્ચે અમારા વિષે વાદવિવાદ શરૂ થયો દલીલબાજીથી તેમનામા મોટા ભાગલા પડવાનો વખત આવી પહોચ્યો તે એક ત્રિપુટી યુદ્ધ હતુ એમ કહીએ તો પણ ચાલે તે યુદ્ધમા અમારામાથી કોઇએ પ્રત્યક્ષ કે પરોક્ષ કાઇ પણ ભાગ લીધો નહિ પ્રેક્ષક તરીકે માત્ર અમે તે જોઇ રહ્યા હતા

**પરવાનો જોઇએ**

તે ત્રણ જણા તો એકમેક પર જાતજાતના આરોપ અને પરસ્પર નિંદાનો વરસાદજ વરસાવી રહ્યા હતા પળે પળે તે યુદ્ધનું સ્વરૂપ તીવ્ર થવા લાગ્યુ. મુલ્લા સાહેબ અને અબદુલ હક એકકથી હારે નહિ એવા યોદ્ધા હતા બન્નેની જોડી ઉમરમા નહિ તોયે, વાણીની ચપળતા બતાવવામા ખરેખર સરખી હતી તેમનુ વાગ્યુદ્ધ ગમતા નહી અબદુલઅલી સ્વસ્થ બેઠા તેઓ ઘણા સમજુ હતા તેમની વિચારસરણી દલીલોથી ભરેલી હતી તેથી બીજાઓની માફક અમને પણ તેમના પ્રત્યે સહાનુભૂતિ થઈ કેટલીક વારે શયતાન મુલ્લા સાહેબે કાજીને પોતાની સહુથી શિરજોરી બતાવી તેની દલીલો તોડી પાડવા માડી તેથી અમને ઘણો સતાપ થયો તેની શિરજોરીનો યોગ્ય નિર્ણય કરવાનુ કામ અમે સ્વીકારી લીધુ જબલ્-અસ્-સિરાજ જવાની અમારી નામરજી સબધી અમે તેને સ્પષ્ટ શબ્દોમા ચોખ્ખે ચોખ્ખુ જણાવી દીધુ, અને વિશેષમા 'હુ કે તુર્કસ્થાન જવા માટે પરવાનો આપવો એ તમારી ફરજ છે,' ત્યા જવાની તમારે અમને પરવાનગી આપવીજ જોઇએ આખરે અબદુલ હક સાથે અમારા વિચાર મળતા આવતા મૌલાનાને યુદ્ધ છોડી રણસગ્રામમાથી ભાગી જવુ પડયુ તેમની સપૂર્ણ હાર થઈ.

પરંતુ રણસંગ્રામમાંથી નાઠેલો યોદ્ધો કાંઈ સ્વસ્થ બેસે કે !

**નાઠેલો યોધ્ધો**

મૌલાનાનું પણ તેજ પ્રમાણે થયું. તેમને એમ લાગવા માંડ્યું કે હવે શું કરું ને શું ન કરું ? તેના શરીરમાં સંતાપથી લાહ્ય લાહ્ય બળવા લાગી. આણુનો મારો માણસ સહન કરી શકે છે પણ શબ્દનો મારો કદિ સહન થઈ શકતો નથી. એ નિયમ પ્રમાણે એ શયનાન તુર્તજ અમીર પાસે ગયો અને આંસુ પાડી રડતાં રડતાં સર્વે હકીકતનો પાઠ તેણે વાંચી સંભળાવ્યો. તેણે અમીર આગળ એવું આબેહુબ ચિત્રજ ખડું કર્યું, કે કોઇક ચિતારો પોતાનાં ચિત્રમાં પણ તેનો ભાવ ભાગ્યેજ લાવી શકે !

**કાજીના વાચ્યા બાર**

અમીરની ક્રોધ દૃષ્ટિ એકદમ કાજી પર ઉતરી. અને તેને બીજેજ દિવસે સવારે દરબારમાં હાજર રહેવા હુકમ મોકલ્યો. તેના પર જબલ્-અમ્-શિરાજ જવા સંબંધી અમીરે કરેલા હુકમનો ભંગ કરવાનો તથા દેશત્યાગી લોકોને ઉશ્કેરવાનો આરોપ મુકવામાં આવ્યો અને ફરમાન કર્યું કે કાં તો તમે ફરીથ તે લોકોને જબલ્-અસ્-શિરાજ તરફ કુચ કરવા સમજાવો અગર તમે પોતે જેલમાં જવા તૈયાર થાવ.

**અમારી મુંઝવણ**

હવે અમે અમીરનો હુકમ ન પાળીએ તો કાજી પર કેવો પ્રસંગ આવે, કેટલું સંકટ આવે—એનો પૂર્ણ વિચાર કરી અમે કાજીની વિનંતીને માન આપ્યું અને જબલ્-અસ્-શિરાજ જવાનો નિશ્ચય કર્યો કાજીએ પણ એ ઉપકારના બદલામાં અમને અભય વચન આપ્યુ કે એક મહિના અંદર તમને તુર્કસ્થાન જવાનો પાસપોર્ટ હું મેળવી આપીશ.

ખરેખર અમે અમારી જિંદગીમાં આ વખતે પહેલીજ

**જબલ્-અસ્-શિરાજ**

વાર પગે ચાલીને ચાળીશ માઈલની મુસાફરીએ નીકળ્યા ચોથે દહાડે અમે જબલ્-અસ્-શિરાજ જઈ પહોંચ્યા તે અગાઉ જે બે ટુકડીઓ ગઈ હતી તેના માણસોએ અમારૂં ઘણા ઉત્સાહથી સ્વાગત કર્યું અને અમારા અનુભવની વાત આગળ ચલાવતા પહેલા અમારા "હૃદયાગીના સ્થળ" સંબંધી અને ત્યાંના અમલદારો અમારી સાથે કેવી રીતે વર્ત્યા હતા તે સંબંધી વાચકને કાંઈક ખ્યાલ આપવો ઠીક પડશે

**કુદરતનું ચિત્ર**

જબલ્-અસ્-શિરાજ પાંચસો ઘરની વસ્તીનું ગામ છે શિમલા જેવી નાની નાની ટેકરીઓ પર તે વસેલું છે આઘેથી કે નજીકથી જોઈએ તો પણ જબલ્-અસ્-શિરાજ જાણે કુદરતે ખાસ સુંદર ચિત્ર જ ન બનાવ્યું હોય એમ લાગે એનું બધું તે રમણીય છે એની ત્રણ બાજુએ ઉંચા ઉંચા પર્વતો આવેલા છે તે પર્વતો શિયાળામાં ઉત્તરના થંડા પવનથી આ ગામનું રક્ષણ કરે છે ચોથી બાજુએ દૃષ્ટિમર્યાદા પહોંચે ત્યાં સુધી લીલોતરીનું મેદાન છે તેથી તે પ્રદેશ જાણે લીલા સમુદ્રથી જ ઘેરાયેલો હોય એમ લાગે છે

**એશિયાનું સ્વીટ્ઝર્લૅન્ડ**

ગામના મધ્ય ભાગમાં થઈને કાબુલ નદીની એક શાખા વહે છે જબલ્-અસ્-શિરાજની હવા ખરેખર મધુર સરસ છે ગામની આજુબાજુ આ રાજ્યની દૃષ્ટિએ ત્યાંનો પ્રદેશ સુંદર મનાય છે તેમાં જબલ્-અસ્-શિરાજ સૌથી ઉત્તમ સ્થાન છે ગામના આસપાસના ભાગમાં ડુંગરની ઉતરણી પર ઉત્તમ દ્રાક્ષ પાકે એવી ફળદ્રુપ જમીન છે ડુંગરના ૧ હૃદય ભાગ તરફ સ્વિટ્ઝરલૅન્ડના ઘણા ખુબસુરત ગામામાં

આવે છે સૃષ્ટિ સૌંદર્યમા તેની બરોબરી કરે એવુ દુનિયામા એક પણ સ્થળ નથી એમ માનવામા આવે છે પરતુ અફઘાનિસ્થાન એક બાજુએ આવેલુ હોવાથી તે ગણત્રીની બહાર રહ્યુ છે, લોકોની નજરમા તે હજી આવ્યુ નથી જો તે એક ખુણામા અને દૂર ન હોત તો દુનિયાનો કોઇ પણ દેશ તેના સૌંદર્યની બરોબરી કરી શકત નહિ

જલાલ-અલ્-શિરાજ પર ગવર્નરની સત્તા ચાલે છે લશ્કરી સેનાપતિના અધિકાર પણ તેનીજ પાસે છે

**લશ્કરી છાવણી** જલાલ-અલ્-શિરાજ લશ્કરી દૃષ્ટિએ ઘણુ મહત્વનુ સ્થળ છે, એટલે ત્યાના કિલ્લામા થોડુક લડાયક લશ્કરી સૈન્ય હમેશા રાખવામા આવે છે

અમારા ખોરાક સબધી કહીએ તો જણુ દીઠ દોઢ શેર લોટ રોજ લેખે અમને આપવામા આવતો જો

**અમારો ખોરાક** કે એટલા બધા લોટની અમારે જરૂર ન હતી પણ લોટ સિવાય ખાવાની બીજી વસ્તુઓ મળતી નહિ તેથી ખપ જેટલો લોટ રાખી લઇ બાકીના લોટમાથી અમે તેલ ઘી, અને માસ ખરીદતા અમારો આ બધો વ્યવહાર અદલાબદલીથી ચાલતો રસોઈ કરવાને જોઇતુ બળતણ પણ અમે ઉપર જણાવ્યા પ્રમાણે અદલાબદલીની પદ્ધતિથી ખરીદી શકીએ એમ હતુ પરતુ જગલમા જવાનુ અમને બહુ ગમતુ અમારા સાહસિક આત્માઓ તેથી કાંઇક ચેન પડતુ એટલે જગલમા ફરવા જતા મજા કરતા કરતા અમે બળતણ લઇ આવતા

અમલદારોએ અમારે રહેવાની જે વ્યવસ્થા કરી હતી તે સરસ હતી. અમને રહેવા માટે એક મોટુ

**ચોકીદાર કે જાસુસ?** બે માળનુ મકાન આપવામા આવ્યુ હતુ તેની વ્યવસ્થા તથા સરક્ષણ માટે અફઘાન

સોદાગરો મૂક્યા હતા

**બે હેતુઓ**

ધર્મનું રક્ષણ કરવા માટે દેશ છોડી આવેલા મુસલમાનોને જમાત-અલ્-સિરાજ મોકલવાના હેતુમાં કાંઈક ગૂઢ અર્થ સમાયેલો હતો; તેમાં રાજનીતિનો કોઈ અજબ દાવપેચ હતો એ દાવપેચમાં બે રાજદ્વારી હેતુ ખાસ કરીને જણાઈ આવતા હતા એક હેતુ એ કે આ સ્વદેશત્યાગી મુસલમાનોની મનોદશાની બારીક તપાસ કરી તેમના મન અફઘાન મનોદશાને અનુકૂળ કરી નાખવા, અને બીજો હેતુ એ હતો કે હિંદી ખબ-રોનો પ્રચાર કરનાર કોણ કોણ છે તે શોધી કાઢવું. અને એકંદર રીતે જોતાં સરકારનું એ ધોરણ આબાદ ફતેહમંદ પણ નીવડ્યું. કેમકે ઘણા શખ્સ લોકોને પકડવામાં આવ્યા પરંતુ એ ઉપાય ચાળીસ હદપાર થયેલા માણસો સામે બીનકુલ લાગુ પડ્યો નહિ. તેમના સંબંધમાં એ ધોરણ તદ્દન નિષ્ફળ નીવડ્યું, કારણ કે તે લોકો ઉપર જણાવેલા એમાંના કોઈ પણ પક્ષમાં સામેલ થયા નહતા.

**ચુનંદા ચાળીસ વીર**

તે ચાળીસ જણ કોણ હતા? તેઓ દેશને માટે ઝઝુમનારા ચાળીસ વીરો હતા દેશાભિમાનથી તેમનાં હૃદય પ્રફુલ્લિત થયેલા હતા તેમને કોઈ પણ આફતની ચિંતા ન હતી. તેમની બધી પ્રવૃત્તિ માત્ર સ્વતંત્રતાને ખાતરજ ચાલતી હતી સ્વતંત્રતા, સ્વતંત્રતા એજ તેમના મનમાં એક લગની લાગી હતી સ્વતંત્રતા દેવીની તેમણે ઉપાસના શરૂ કરી હતી. તેમની પ્રાર્થના એટલે માતૃભૂમિની મુક્તિ માટેની પ્રાર્થના હતી. તેમને ઋણ ફેડવાનું હોય તો માત્ર માતૃભૂમિનુંજ હતું માતૃભુમિ સિવાય બીજું કાંઈ તે જાણતા ન હતા તેઓ પઠાણો સાથે ભળતા પણ નહિ, તેમ તેમનો તિરસ્કાર પણ નહિ કરતા. તેમણે અફઘાનિસ્થાન પાસેથી કશાની

ઇચ્છા કરી નહિ, તેમ પોતાને મદદ ન કરવા માટે તેમને દોષ પણ ન દીધો. તેમના પ્રત્યે જે વર્તન ચલાવવામાં આવતું હતું તેની વિરૂદ્ધ તેઓ કદિ પણ બબડાટ કરતા નહિ. તેમનું લક્ષ બીજીજ તરફ પહોંચ્યું હતું.

**કાજીની કબુલાત!**

કાબુલથી જબલ્-અસ્-શિરાજ જવા નીકળતી વખતે કાજીએ જે વચનો અમને આપ્યાં હતાં, તેના આધારે અમે કાજીના પરવાનાની ત્યાં ગયા પછી ઘણા દિવસ સુધી રાહ જોઇ. અઠવાડીઆં પર અઠવાડીઆં પસાર થઇ ગયાં, પણ કાબૂલથી કાંઇ ખબર આવી નહિ. થોડા વખતમાં અમને આ એકાંત વાસમાં કાંઇ પણ કામ ધંધા વિના રહેવાનો કંટાળો આવવા લાગ્યો. પછી અમારો એક કાસ્લો આવ્યો તેણે એવી ખબર આણી કે કાજીને બાબરની કબર આગળ પૂરી રાખવામાં આવ્યો છે.

**પરવાના માટે અરજી**

એ ખબર સાંભળી અમને ઘણી ચિંતા થઇ, અમને તે અસહ્ય થઇ પડી. અમે એક અરજીનો મુસદ્દો તૈયાર કરીને તે અમીર પાસે મોકલવા માટે ગવર્નર તરફ રવાના કર્યો. એ અરજીમાં અમે અમીર સાહેબને વિનંતિ કરી હતી કે કાજીને તત્કાળ છોડી દેવા. તથા અમને તુર્કસ્થાન જવા માટે જલદીથી પાસ પોર્ટ આપવો તે માટે અમે કાયદેસર માંગણી કરી હતી. તે અરજી પર ૩૦૦ હિજરતી લોકોએ સહીઓ કરી હતી.

**અકબર કુરેશી**

અમે કાંઇ માત્ર તે અરજી કરીનેજ અટક્યા નહિ; પણ અમારામાં વ્યવસ્થાશક્તિ ઉત્પન્ન કરવાની તથા પદ્ધતિસર સંગઠન કરવાની પણ અમે બધાએ શરૂઆત કરી દીધી. સ્વદેશ-

ત્યાગી લોકોની અમે એક સમિતિ ઉભી કરી અને બહુમતીથી તેના કાર્યવાહક મંડળ અને પ્રમુખની ચૂંટણી કરી. અબ્બરખાન કુરેશી વધુ મતે પ્રમુખ ચૂંટાયા. તે બહુ શક્તિશાળી, તેમજ કર્તવ્યપરાયણ અને ઘણા સહનશીલ પુરૂષ હતા. બોલ્શેવિઝમના તત્વનો હિંદુસ્થાનમા પ્રચાર કરવાના આરોપ સર ૧૦ વર્ષની સખત મજુરીની સજાનો ભોગ થયેલા હિંદીઓમા તે પ્રથમ હતા.

**હિંદનું કમનસીબ**

એમને આ સજા ઈ૦ સ૦ ૧૯૨૧ની સાલમાં થઇ હતી; અને આજે તેઓ સી. પી. જેલમાં હાથ કડી સાથે પડેલા છે. પરંતુ ભારે અફસોસની વાત છે કે તેમના મિત્રો પણ આજે તેમને વિસરી ગયા છે. હિંદુસ્થાનના એક પણ નેતાએ તેમને સજા થયાથી માંડીને આજ દિવસ સુધીમાં તેમના છુટકારા માટે કિંવા સરાસરના અન્યાય સામે મોંમાથી એક શબ્દ પણ કાઢ્યો નથી ! આગેવાન ગણાતા વર્તમાન પત્રકારોએ પણ તેમના વિષે એક લીટી સરખીયે પોતાના પત્રમા કદિ લીધી નથી. હિંદની સ્વતંત્રતા માટે ૧૦ વર્ષની સજા ભોગવનાર એક કર્તવ્યનિષ્ઠ હિંમતબાજ દેશપુત્રનું તેના દેશબંધુઓને આજે સ્મરણ પણ ન હોય એ કેવા કમનસીબની વાત છે ? અસ્તુ.

**સંગઠનને લીધે**

મુહાજરિનોમા જાગૃતિ લાવવાના કામમાં, અને તેમને ભર નિદ્રામાથી જગાડવાના કામમાં અમારી એ યોજના ઘણી મદદરૂપ થઇ. થોડા વખતમાં તે યોજનાનુ સુંદર પરિણામ અમારી નજરે પડ્યું. તે યોજનાથી મુહાજરિનોના ભરણપોષણના પ્રશ્નનો નિકાલ થઇ શક્યો નહિ, તો પણ તેમના અંગબળ અને આરોગ્ય, તેમજ તેમનામા રમતગમતનો શોખ ઉત્પન્ન કરવાની બાબતમાં તેનાથી ઘણી મદદ થઇ. અમારામાના કેટલાકે સિપાહીગીરી કરેલી

હતી. તેમના હાથ નીચે અમે લશ્કરી કવાયતનો અને મરદાની રમતો રમવાનો આરંભ કર્યો. હૃદયનો ઉત્સાહ થતાં સાધનોની ખોટ પડતી નથી તેનો અનુભવ અમને આ વખતે થયો. અમે સરખા માપની લંબાઈની પણ જાડી લાકડીઓ મેળવી. તેનાથી અમારી બંદુકોની આબાદ ગરજ સરી અને બે મહિના પૂરા થતા પહેલાં તો અમે બધા હદપાર થયેલા લોકો જાણે હથીઆરબંધ પાવરધા સૈનિકો બની ગયા.

**ભરપૂર પગારની ઓફર**

અમને આટલા જલદી તૈયાર થયેલા જોઈને અફઘાન સિપાહીઓ પણ અમારા તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા. અમારી પરેડ જ્યારે ચાલતી ત્યારે ગવર્નર પણ કોઈ કોઈ વાર જાતે હાજર રહેતા; એટલુંજ નહિ પણ અમારી લશ્કરી તાલીમ, કવાયત, ખેલ, વ્યવસ્થા, શિસ્ત, ( Disciplino ) અને લશ્કરી દમામ જોઈ તે કહેતા "તમે લોકો અફઘાન લશ્કરમાં દાખલ થાવ તો તમને સરકાર ભરપૂર પગાર આપશે." પરંતુ અફઘાન સરકારના નોકર થવાની અમે ના પાડતા.

**બીજી અરજી**

બે અઠવાડીઆં સુધી રાહ જોતા છતાં જ્યારે અમે કરેલી અરજીનો કાંઈ જવાબ ન મળ્યો ત્યારે અમારી ધીરજ ખૂટવા માંડી, અમારી આશાની ઈમારતો તૂટવા લાગી. અરજીનું શું થયું તે જાણવા સમિતિ મારફત કેટલાક પ્રતિનિધિઓને ગવર્નર પાસે મોકલવામાં આવ્યા. પણ તેઓએ અરજીની વાત કાઢતાંજ ગવર્નર સાહેબે કાને હાથ દીધા અને કહ્યું "તમારી અરજી અમને મળી નથી." તેઓ સાહેબે ભેદનીતિ અખત્યાર કરવામાં કાંઈ બાકી રાખી નહિ. અરજી પહોંચી ન હતી તો પણ અમારામાં ફાટફૂટ કરાવવાનો તેમણે પ્રયત્ન કર્યો; અને તે ઘણે અંશે પાર પણ પડ્યો.

કેમકે અમારી સાથે જેઓ પેશાવર છોડી આવ્યા હતા તે અમારાથી છૂટા પડ્યા. આથી અમારૂં સંખ્યાબળ ઘણું ઘટી ગયું. બહુમતીનું બળ ઓછું થઇ ગયું. અમે બીજી અરજી મોકલી તે વખતે તેના પર ૧૯૮ સહીઓ થઈ. અમારામાં ફાટફૂટ પાડવાનો પ્રયત્ન થવાથી બીજી અરજીમાં અમે ભાષા બહુ કડક વાપરી હતી.

**ગવર્નરની બાજી**

બીજા બે અઠવાડીઆં અમે જેમ તેમ કાઢ્યાં, પણ અમારી અરજીનો જવાબ ન મળ્યો. જવાબ આપવાની બાબતમાં અમીરની જે ઘોળાઘોળ અને ઢીલ થઈ તેથી અમારા ક્રોધાગ્નિમાં દરરોજ ઘી હોમાવા લાગ્યું. અમે ઘણા ઉશ્કેરાઈ ગયા. અમને લાગ્યું કે અમે મોકલેલી અરજી કાં તો ગવર્નર અહિંજ દબાવી રાખતો હોવો જોઇએ, કે કચરાની ટોપલીમાં નાખતો હોવો જોઇએ, અગર તો અમીરના અમલદારો અમીરનાજ કહેવાથી કાંઇક દૂરદર્શી વિચાર કરી અમને તે અરજીનો જવાબ નહિ આપતા હોય! કારણ કે જવાબ ન આપવામાં અમીરનો કોઈ પણ રાજદ્વારી ગૂઢ હેતુ હોવો જોઇએ, તે વિના બીજું કાંઈ કારણ સંભવતુ ન હતું.

**મુદ્દો સમજાયો**

આગળ જતા અમારો એ તર્ક ખરો પણ પડ્યો; કેમકે જવાબ ન આપવાનું મહત્વનું કારણ સીમલા સાથેનો પત્ર વહેવાર; હિંદની સરકાર સાથે વાટાઘાટ ચાલતી હતી તેને લીધેજ અમને તે મુદત દરમ્યાન ઉત્તર મળી શક્યો નહિ. વાટાઘાટ પૂરી થતાં સુધી હિંદી દેશત્યાગી લોકોને જરા પણ આઘા પાછા થવા દેવાના ન હતા. અફઘાનિસ્થાનના લોકોને પોતાની સ્વતંત્રતા કબૂલ રખાવવાના કામમાં તેમનો ઉપયોગ કરી લેવો હતો; અને તે દિશામાં તેમના પ્રયત્નો ચાલુ હતા.

પરંતુ હિંદુસ્થાનની દૃષ્ટિએ દેશત્યાગી મુસલમાનોની, એ, ચ-

ચળવળ શું બરાબર હતી? નહિ! હિંદુસ્થાનના રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ મુસલમાનોની દેશત્યાગની ચળવળ પ્રગતિને અટકાવનારી બલ્કે પાછી હઠાવે એવી હતી. હિંદ બહારના મુસલમાનોની અને હિંદી મુસલમાનોની તે ચળવળમાં જેમ જેમ સહાનુભૂતિ મળવા લાગી તેમ તેમ હિંદી મુસલમાનો હિંદી રાષ્ટ્ર પ્રત્યેના પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થવા માંડ્યા અને તેઓ રાષ્ટ્રીય ચળવળથી અલગ થયા. તેમણે પરદેશની ધાર્મિક ચળવળને માન મહત્વ આપ્યું તેથી રાષ્ટ્રીય ચળવળમાં તેમનું ધ્યાન રહ્યું નહિ. આને લીધે રાષ્ટ્રીય ચળવળને જે ભારે નુકશાન થયું છે તે કદિ પણ ભરપાઈ થઈ શકે એમ નથી—નિદાન આજે તો તે અસંભવિત છે.

**હિજરતનો ગેરલાભ**

અને ત્રીજી અરજી—છેવટનો ખરીતો મોકલ્યો—જેની ભાષા કોઈ પણ સરકાર—જેને જરા પણ સ્વાભિમાન હોય તે ક્ષણવાર પણ સહન ન કરે—તેના માટે ભયંકર શિક્ષા જ કરે—એવી જાતની હતી. એ અરજી અમીર પાસે મોકલવા માટે સમિતિએ ગવર્નર તરફ રવાના કરી. તેનું લખાણ ખરેખર ધમકી ઉદ્ધતાઈ અને બેપરવાઈભરેલું હતું છતાં મારે કહેવું જોઈએ કે અમીરે ધરેલી ધીરજ અને સહનશીલતા ઘણી પ્રશંસાપાત્ર હતી. તેણે પોતાની શાંતિનો જરા પણ ભંગ થવા દીધો નહિ અને અમને તરતજ અફઘાનિસ્થાનમાંથી હદપાર કરવાનો હુકમ આપ્યો. એટલું કરીનેજ તેણે પોતાના મનનું સમાધાન કરી લીધું.

**ત્રીજી અરજી**

પણ અમને તો અમીરનો ક્રોધ પેગંબરની દુવા સમાન થઈ પડ્યો. શાપમાંજ વરદાન મળી ગયા જેવું થયું. તે વખતની અરજી પર (૮૨) બ્યાશી જણાની દસ્કત સહીઓ હતી. તેમાં ૪૦

**શાપ કે વરદાન?**

રાષ્ટ્રીય પક્ષના ( N1tionalist ) અને ૪૨ અમારા ધર્મઘેલા મુસનમાન ભાઇઓ હતા તેમના પરજ હવે ખિનાફતની છેવટની આશા હતી તેમના પરજ ખિલાફતનો બધો આધાર હતો તેઓજ ખિનાફતને અમૃતનુ પાન કરાવી મરણથી બચાવે—એમ હતુ !

**હદપારીનો હુકમ**

જુનાઈ માસમા એક સુંદર બપોરના વખતે અમને હદપાર કરવાનો તે હુકમ વાચી સભળાવવામા આવ્યો ગવર્નર તે હુકમ વાચતા ધોળા પુણી જેવો થઈ ગયો .તેનો ચહેરો બહુ બેડોળ લાગતો હતો તેણે તે હુકમ દુ ખ અને ક્રોધથી વાચ્યો તો ખરો પણ તે વખતે પણ તેણે પોતાની મુસદ્દીગીરી ચલાવવાની છેવટની તક જવા દીધી નહિ તેણે અમને અમારી સારાસાર બુદ્ધિનો ઉપયોગ કરવાની વારવાર ભનામણ કરી કહ્યુ, "અફઘાનિસ્થાનમાજ રહેવામા શા ફાયદા છે તેનો મનમા ફરીથી વિચાર કરો અફઘાન સરકારની મહેરબાનીની મેળવવામા કેટલા લાભ છે તે બાબત ધ્યાનમા લાવો—"

**સમતોલ સખ્યા**

તેની વાક્ચાતુરીથી અમારામાથી બે જણ ભોળવાઈ ગયા તેઓ અફઘાન સરકારને મળી ગયા એટલે તે જતા રહેવા અમારી સખ્યા જે વિષમ હતી તે સમ થઈ ૪૦–ને ૪૦ જ રહ્યા.

**ધર્મચુસ્ત અફઘાન**

ફરીથી પ્રવાસ શરૂ કરતા પહેલા આ સ્થળે ખિલાફત વિષે ખુ અફઘાન લોકોની શી માન્યતા હતી તે જાણવાનુ જરૂરનુ છે હિંદી મુસનમાનોને ખિનાફત, ખિલાફત જેવુ જે કાંઈ લાગતુ હતુ તેનો અફઘાન પ્રજાની દૃષ્ટિએ કાંઈજ અર્થ ન હતો હિંદી મુસલમાનોના ધનધનાટનો તેમને કાંઈ હેતુ ન સમજાતો ન હતો. ખિલાફત માટે આ હિંદી મુસલમાનો આમ કેમ કરે છે

તેનું જ તેમને આશ્ચર્ય લાગતું હતું ખિલાફત સંબંધે અફઘાનિસ્તાનની માન્યતા તદન જુદી જ હતી જેમને ખિલાફતની ચળવળનો બ્રિટિશ સરકાર વિરુદ્ધ તીવ્ર શસ્ત્ર તરીકે ઉપયોગ કર્યો હતો એવા ઘણા થોડા જ અફઘાન મુસલમાનોની તે ચળવળ અંગે અંતરની સહાનુભૂતિ હતી. સાધારણ રીતે, કોઈ ધર્મઝનુની અફઘાનને પણ દેશ કરતા તો ધર્મ (મિલ્લત) વધારે કિંમતી લાગતો નથી એ લોકોની રાષ્ટ્રીય દૃષ્ટિ અગાઉ હતી તેવી જ તે વખતે પણ હતી. બલકે તેમની દેશપ્રીતિ આજે પણ વધતી જાય છે

**પૂર્વ દેશનું રાષ્ટ્રીયત્વ**

જે ભાઈ અફઘાનને ખલિફા પ્રત્યેના તેના કર્તવ્ય સંબંધી અમે પૂછતા તે તે અમને એવો જવાબ આપતા કે તે સાંભળીને અમને અત્યંત દુઃખ થતું તેમનો ઉત્તર ઘણો જ ઉદ્ધતાઈ ભરેલો હતો પૂર્વ તરફના લોકોમાં રાષ્ટ્રીયત્વની ભાવના શી છે તે (આપણા હિંદી મુસલમાન નેતાઓને અને ધર્મધુરંધરો જેમને હિંદ બહાર કોઈ મુસલમાની સામ્રાજ્ય સંબંધી સ્વપ્ના આવે છે તેમણે) જોવી હોય તો તેમણે અફઘાનિસ્તાન જઈ એકાદ ગરીબ ખેડૂત પાસેથી તેના રાષ્ટ્રીયત્વનો પાઠ લઈ લેવો ઘેટાં બકરાં પાળનારા અફઘાન પણ હિંદી મુસલમાનોને પૂર્વ તરફના રાષ્ટ્રીયત્વનો પાઠ આપવામાં આબાદ ગુરુ બની શકે છે તેમના હાથ નીચે રહી એક વાર તે પાઠ અવશ્ય શીખી લેવો—એટલું જ નહિ બલ્કે અનેક વાર તે ગોખી નાખવો જરૂરનો છે ... અમારા મૌલાનાઓને કહું છું કે તેમણે મારી સાથે અફઘાનિસ્તાન, તુર્કસ્તાન અને અઝરબૈજાનમાં આવવું, અને હિંદી મુસલમાનોમાં ખલિફા માટે જે ભક્તિ, જે ઉત્સાહ, જે ઉમંગ જોવામાં આવ્યા છે તેનાથી અર્ધી પણ ત્યાં તેમણે બતાવી આપવી'

ખિલાફતની ચળવળ જેવો અનર્થકારક માર્ગ લેવાના મા

**ગંભીર ભૂલ**

હેજ હિંદી મુસલમાનો બીજાં મુસ્લીમ રાષ્ટ્રોનો ખોટો ગર્વ કરીને તદ્દન અંધ-બેહોશ બની ગયા છે. હિંદ બહારના મુસલમાની રાજ્યના પ્રેમથી તેઓ તદ્દન ઘેના બની જતા તેમને હાથે કદિ પણ ન સુધરે એવી, કદિ ન મિટાવી શકાય એવી ગંભીર ભૂલો થઈ છે અને તેમના આળસને લીધે આખી હિંદી-મુસ્લિમ જાતિ, અને આખો સમાજ પોતાની અસલ જન્મભૂમિ-પ્રત્યેના કર્તવ્યથી ભ્રષ્ટ થયા છે માતૃભૂમિ-જન્મભૂમિ પ્રત્યેનું કર્તવ્ય તેઓ ચૂકી ગયા છે હિંદના મુસલમાનોને હિંદુસ્થાન હજી કાફિરસ્થાનજ લાગે છે અને અજ્ઞાનથી તેના બીજા વતનીઓ સાથે હજી પણ તેજ પ્રમાણે વર્તે છે

**જમાનાની સાથે**

હિંદુસ્થાન કરતા તો અરબસ્થાન જેવા સંપૂર્ણ મુસલમાન રાષ્ટ્રો આજકાલ રેલ્વે, તાર વગેરે આધુનિક વ્યવહારના સાધનોનો અને શાસ્ત્રીય સંશોધનોનો છૂટથી ઉપયોગ કરવા લાગ્યા છે ત્યારે હિંદુસ્થાનેજ શામાટે તેનાથી દૂર રહેવું ? જે પવિત્ર અરબસ્થાનમા અગાઉ ઊંટ પરજ લોકો મુસાફરી કરતા, તે ઠેકાણે આજે સેંકડો મોટરોની દોડાદોડ ચાલુ થઈ છે આજે આપણા દેશમાથી એકેક ઊંટ ઓછુ થાય છે તો ધર્મઘેલા મુલ્લાઓ અને મૌલવીઓ આંસુ પાડે છે। તેમને ખબર નથી કે અરબસ્થાનના પવિત્ર મુલ્લાને અને કાજીઓને તો આધુનિક વાહનોથી—મોટર અને વિમાનોથી ઘણો આનંદ થાય છે

**અરબસ્થાનમાં નવો યુગ**

ઇબ્ન સાઉદે તો પોતાના દ્વીપકલ્પમા યંત્રોનો ખડખડાટ દાખલ કરી કલ્પનામા પણ ન આવે એવી ક્રાન્તિ ઊભી કરી છે અરબસ્થાનની સ્થિતિમા ફેરફાર થવાને લીધે આજે સુ-

લાઓ અને મૌલવીઓની ધાર્મિક ઘેલછા ગુપચુપ દબાઈ ગઈ છે ત્યા રાજદ્વારી, અને લશ્કરી દૃષ્ટિએ, મહત્વની, તેમજ ધર્મ સબધી ક્રાન્તિ થનારજ જૂનો ધર્મ બાજુએ રહ્યો છે અને નવીન યુગધર્મનો સ્વીકાર કરવામા આવ્યો છે આધુનિક નવા નવા સુધારા આગળ બધી જૂની બાબતો હાસ્યજનક ગણાવા લાગી છે ઉદ્યમની જ્યા આગળ નોબતો વાગે છે ત્યા મુલ્લાઓની ધર્મ સબધી પીપુડીનો અવાજ કોઈને સભળાતો નથી

**વાહીયાત વાતો** આપણી હિંદુસ્તાનની સ્થિતિ ઉલટીજ છે હજી આપણા મુલ્લા અને મૌલવીઓ ભૂતકાળના સ્વપ્નમાજ રમે છે તેમની આંખોના પડળ હજી ઉઘડ્યા નથી, અને તેથી તેઓ હજી પોતાના દેશબંધુઓને અરબસ્તાન, મેસોપોટેમિયા, તુર્કસ્તાન (અને બીજે ક્યા તે પ્રભુ જાણે) જઈને ત્યા મયમને માટે રહેવાનુ કહે છે તેમનાજ રાજ્યો સપૂર્ણ ઉદય પામતા હોય તે વખતે તેમણે જાતે પર્વતની પેઠે અચળ રહેવુ અને બીજાને તેવો ઉપદેશ કરવો એ કેટલી આશ્ચર્યની વાત છે ! અસ્તુ

**પુસ્તક છોડ્યા** પછી અમે અમારો પ્રવાસ શરૂ કર્યો ત્યારે અમારી પાસે જે કાંઈ સામાન હતો તે અમારે વેડફી નાખવો પડ્યો માત્ર જે વસ્તુઓ સહેલાઈથી પીઠ પર ઉચકી જવાય એવી હતી તેજ વસ્તુઓ દાબી દાબીને કોથળામા ભરી પછી ચાર ચાર જણની હાર કરી અમારા મુકામથી અમે કૂચ શરૂ કરી. વેડફી નાખેલા સામાનમા મુખ્યત્વે અમારા પુસ્તકોજ હતા તે છોડી જતા અમને ઘણી દિલગીરી થઇ પરતુ સયોગો એવા હતા કે તેમ કર્યા વિના છૂટકોજ ન હતો અમારી પાસેના બધા પુસ્તકો અમે મસુનના કિતાબખાનાના પુસ્તકાલય ખાતે અર્પણ કર્યા

અમારો બધો સામાન ઘણી બારીકાઇથી તપાસવામાં આવ્યો. દરેક પોટલુ જોવામાં આવ્યુ બધો સામાન તપાસાઈ રહ્યા પછી અમે નીકળ્યા. તે વખતે ગવર્નરની મુખમુદ્રા ઘણી સ્નેહભરી જણાતી હતી અમે કૂચ કરતા હતા તે વખતે તે અમારા તરફ ઘણી ગભીર નજરે ઘણી વાર સુધી જોઇ રહ્યો.

**ગવર્નરની સહાનુભૂતિ**

ખાધ પર બધુકો બેસી ધીમે ધીમે અમે જબલ્‌-અસ્‌-શિરાજની રજા લીધી અમારા પગ જો કે અમને આગળ લઈ જતા હતા તોપણ અમારા મન અમને પાછાં ખેચતા હતા. કેમકે તે એક રીતે જબલ્‌-અસ્‌-શિરાજ છોડવાને તદન નારાજ હતા ખરૂ જોતા તે સ્થળે અમને હદપાર કરેલા હતા છતા પણ કોણ જાણે કેમ, જબલ્‌-અસ્‌-શિરાજમાં અમારૂ દિલ ચોટી રહ્યુ હતુ ત્યાની આરોગ્યદાયક હવાથી અમારી તબીઅત સુધરી હતી રોતુરના ઝાડ અમને હમેશા ફળ આપતાં હતા, તેમનો અમને કેટલો બધો આશ્રય મળતો હતો! તેમની શીતળ છાયામા કલાકના કલાક બેસતા અમે રાજછત્રની છાયા કરતા વધારે સુખ અનુભવ્યુ હતું અમે તે ઝાડ નીચે બેસૂ હોઇએ તે વખતે અમારી ચોમેર ફળના ઢગલેઢગલા પડતા જબલ્‌-અસ્‌-શિરાજના અરણ્ય એટલે વનદેવતાનુ જ રહે'ઠાણ હતુ પછી તેને છોડીને જતા કોને દુખ ન થાય?

**જબલશિરાઝનું આકર્ષણ**

વળી ત્યાના લોકોના ખિલાફત સબધી વિચારોમા અને અમારા વિચારોમા જો કે ઘણોજ તફાવત હતો તોપણ તે લોકો ઘણાજ દયાળુ અને સારો આદરસત્કાર કરે એવા હતા.

**દયાળુ લોકો**

તેમના વિચાર બહુ ઉંચા હતા અમને તો તેમણે આદરસત્કારથી મુગ્ધ કરી દીધા હતા તેમનો વિયોગ અમને ઘણો અસહ્ય થઇ પડ્યો પરંતુ અમે કોઇક ઉચ્ચ ધ્યેયથી નીકળ્યા હતા. અમારા કર્તવ્યનું પુન અમને ભાન થયુ હતુ એને અમે જબ્બનુ-અસ્-શિરાજની અતિ કષ્ટે રજા લીધી ખરે અમને ઘર છોડી નીકળતી વખતના જેટલુ જ તે વખતે પણ દુ ખ લાગ્યુ

• સૂર્યાસ્તના સુમારે અમે ગુલબહાર નામે ભરચક વસ્તીવાળા ગામે જઈ પહોચ્યા અમારો ભોમીઓ અમને એક મુસાફરખાનામા લઈ ગયો ત્યા તે રાત અમે સુખે અને સુરક્ષિતપણે વીતાવી અમારામાથી બાર જણને તે રાત્રે પહેરો ભરવા નીમવામા આવ્યા દરેક પહેરા વખતે બે બે માણસો પોતાની બદુકો ખભે મૂકી પોતાના ભાઇઓનુ રક્ષણ કરતા હતા આ પ્રમાણે તે રાત્રે ૭ કલાક સુધી બધાએ વારાફરતી પહેરો ભર્યો તે ઠેકાણે અમે જાણે છાવણી નાખી પડ્યા હોઇએ એમજ લાગતુ હતુ અને અમે પહેરેગીરોની દુ ક પર કોઈ ચોર લુટારાની ધાસ્તી ન રાખતા તે રાત આનંદે ઉંઘમા ગઈ

**ગુલબહારમાં મુકામ**

સવારમા અમારે જોઇતી ખોરાકીની ચીજો ગુલબહારમાથી ખરીદી લાવી અમે આગળ પ્રવાસ શરૂ કર્યો અમારો એ પ્રવાસ ઘણો કઠણ હતો કાબુલથી ગુલબહાર સુધીનો પ્રદેશ જો કે બહુ ડુંગરાળ ન હતો તો પણ ગુલબહારની આગળ જતા અમારે બરફથી છવાયેલા હિંદુકુશ, અંદરાન અને ગોરબંદના ગગનચુંબિત શિખરો પર થઇને જવાનુ હતુ

**આગળ ચાલ્યા**

ગુલબહારથી તાશકુર્ગ સુધીનો પ્રદેશ પર્વતો અને જંગલોની

હારથી જોડાયલો છે ગગનચુંબિત પર્વત

**કુદરતી રચના** અને તેમાંની સાંકડી ખીણો, વાંકાચુંકા પગરસ્તા, ઉભા ચઢાન, બાજુમાં સિંહના જેવી ઘુઘવાટ–ગર્જના કરી વહેતી ભયંકર નદીઓ ઇત્યાદિથી, અફ્ઘાનિસ્તાનનો પ્રદેશ ભરપૂર છે ઉંડા કોતરો અને જાણે પ્રચંડ અજગરની માફક મો ફાડી બેઠેલી ગુફાઓ જોઈ પ્રવાસી ગભરાઇજ જાય તેવુ છે અફ્ઘાનિસ્થાનના તે વનપ્રદેશ સાથે હિમાલયના જંગલો અને તરાઈના ડુંગરોની પણ સરખામણી થાય એમ નથી તે ઠેકાણે એટલી વાંકીચુકી ટેકરીઓ છે કે છાતી ઠોકી કહેનારા હોશીઆર મોજણીદાર (સર્વેઅર) ને પણ તે ભૂલાવવામા નાખી દે છે. કેટલેક ઠેકાણે રસ્તા એટલા સાંકડા અને વાંમચુકા ચઢાન ઉતારવાળા છે કે તેના પર થઈને એની પુઠે એક માણસને જવાનું પણ ઘણુ મુશ્કેલ થઈ પડે

ગુલબહાર છોડ્યા પછી અમે તે વિકટ રસ્તે ચઢવા લાગ્યા. તે પર્વત પર કેટલેક ઠેકાણે યુદ્ધના સંરક્ષણના ભિન્નભિન્ન અવશેષો અમારા જોવામા

**યુદ્ધના અવશેષો** આવ્યા આકારમા ત્રણ જબરા હાથી જેવડા મોગ એક પર્વતના શિખર પર કેટલાક અક્ષરો કોતરેલા જણાયા, પણ અમારામા શિલાલેખ ઉકેલે એવા કોઈ સંશોધક ન હોવાથી તે અક્ષરો અમે વાચી શક્યા નહિ

આ પ્રમાણે સતત બાર માઇલ સુધી રસ્તામા ચાલતાં ક્યાય એકાદ નાનો ઝરણો પણ ઢોળાવ ન આવ્યો,

**મોં ફાડેલો રાક્ષસ!** છતા એ લાંબો વિકટ ચઢાન પણ અમે ચઢી ગયા તે પછી અકસ્માત્ એક ભાંગેલા કોતરનો ઉતાર આવ્યો અને અમને એક જબરદસ્ત તોફાની નદીના દર્શન થયા નદી ખળખળાટ વહેતી હતી તેના પાણીને

લીધે બધા રસ્તા અદૃશ્ય થયા હતા. રસ્તા પર પાણી પાણી થઈ રહ્યું હતું તેને સામે કિનારે જવાને નદી વિના બીજો માર્ગ ન હતો. માત્ર એક પર્વત પરથી ત્યાં જઈ શકાય એમ હતું પણ તેનો ખ્યાલ અમે વિચાર કરી જોયો. તે વિચારને અમલમાં લાવી શકાય એમ ન હતું કારણ તે પર્વત ઘણો જ વિકટ હતો કોઈ રાક્ષસની માફક મોં વકાસી તે અમારા માર્ગની વચ્ચે ઉભો હતો અમારા બાળકો તો તે ભયંકર નદી જોઈ ગભરાઈ જ ગયા અને અમને જમાત-અલ-વિદાઅ તરફ પાછા વળવાની સલાહ આપવા લાગ્યા

**વિજય કે મોત?**

નદીના અંતરાયથી અમે સૌ વિચારમાં પડી ગયા ને તોફાની નદીની અમને બીક લાગી. તેના ઘુઘવાટથી અમારા સૌના મન વ્યાકુળ થઈ ગયા. અમે એક સભા ભરી અને તે તોફાની નદી કેમ પાર ઉતરવી તે વિષે સૌએ પોતપોતાના વિચાર જણાવ્યા કેટલાકે કહ્યું "પાછું જવું એ જ સારૂ છે" પણ પ્રશ્ન એ હતો કે વિજય સારો કે મોત સારૂં? નદીને હતીએ તો જગત્ જીત્યા અને સામે પાર જમીન પર ન પહોંચતા નદીમાં તણાઈ જઈએ તો પણ સ્વર્ગ મળે—એ બેમાંની એક બાબત અમારે સાધવાની હતી—કાં તો જય મેળવવો, અગર તો બહાદુરીથી મોતને શરણ થવું પણ પાછા જવાની વાત નહિ. વધુ મત એવો જ થયો

**નેપોલિયનને પગલે**

એ બાબત પર શંકા અને પ્રશ્નોત્તર ઘણા થયા. પોતપોતાને ફાવે તેવી દલીલો સૌએ રજુ કરી. જેઓ પાછા જવાની વિરૂદ્ધ હતા તેમણે નેપોલિયનનો દાખલો આપતા જણાવ્યું—"નેપોલીયને આલ્પ્સ પર્વત પોતાના લશ્કર સાથે કેવી રીતે ઓળંગ્યો

હશે ?" કેટલાકે અલેક્ઝાંડરનાં પરાક્રમોની યાદદાસ્ત કરાવી. આમ સૌમાં વાદવિવાદ થયા પછી નદીમાં ઝંપલાવવાનોજ સૌએ નિશ્ચય કર્યો, પરંતુ પાછા જવું એટલે હાર ખાવી, શરણે જવું; અને નદીના ભયંકર પ્રવાહમાં ભુસકો મારવો એટલે તત્કાળ મૃત્યુજ. મૃત્યુને ભેટવાનુંજ; તાત્કાલિક મોત મેળવી અમર કીર્તિ લેવી સારી કે અક્ષય અપકીર્તિ સારી ? આપણે કયી વસ્તુ સ્વીકારવી ? પૃથ્વીનું રાજ્ય અને સ્વર્ગ મેળવવું સારૂં કે અહિંથી નાસી જવું સારૂં ?– ઈત્યાદિ શંકાઓ અને દલીલો પાછી આગળ આવી.

**ભોમિયા નાઠા**

પણ આખરે સૌએ પાછા જવા કરતાં માનભર્યું મોતજ સ્વીકારવાનું પસંદ કર્યું. એક પગલું પણ પાછા ન હઠવાની તેમણે પ્રતિજ્ઞા કરી. બહાદુરીથી મોતની સામા થવામાંજ સૌને આનંદ લાગ્યો. તે સાહસિક કૃત્યથી અમારાં મન પ્રફુલ્લિત થયાં. અમારા ભોમિયા તો અમને અમારા નસીબ પર છોડી ચાલ્યા ગયા. પછી નદીના પાણીનો સુમાર કાઢતાં અમને સમજાયું કે અમારામાં જે સૌથી ઉંચો માણસ હતો તેના ઘૂંટણપૂર પાણી રસ્તામાં હતું.

**માનવીઓનું તોરણ**

પછી નદી ઉતરવાનો રસ્તો નક્કી કરી દેવામાં આવ્યો; અને અમારામાંનો સૌથી ઉંચો માણસ આગળ આવ્યો. તે વખતે નદીનો ઘુઘવાટ થતો હતો તે ભયાનક હતો. તે જાણે મૃત્યુનું સંગીત હતું. બધાના માથાના સાફા કાઢી તેનો એક લાંબો દોર કરવામાં આવ્યો અને તે સાંકળમાં દરેક જણ બંધાય એવી રીતે દરેકની કમરે તે બાંધવામાં આવ્યો. જાણે મરવાને જતાં શરીરની એક હાર જતી હોય એમ લાગતું હતું. ગોહર રહિમાન દરવેશી (મિહનત્ કાશનો સંપાદક) સૌથી વધારે ઉંચો હતો તેથી તેને આગળ કરવામાં આવ્યો.

તે વખતે અમને એમ લાગ્યું કે દુનીઆમાં જે માણસ વધારે ખપનો છે ! જેઓ નીચા કદના હતા તેમને ઉંચા માણસના હાથ વડે ઓરની ખાંધ પર ચાઢિ ગાર ભરીને જોરથી દેવામાં આવ્યા. આ પ્રમાણે પંદર મિનિટ કરતાં વધારે વખત અમે તે પ્રચંડ પ્રવાહ સાથે યુદ્ધ કર્યું. દરેક ક્ષણે અમને લાગતું હતું કે નદી હમણાં આપણને ઘસડી જશે પરંતુ અમારી ઇચ્છાશક્તિનું બળ તે પ્રવાહની શક્તિ કરતાં વધારે જોરદાર નીવડ્યું અને થોડાં વખતમાં અમે સામે પાર જઈ પહોંચ્યા.

**ઉંચાઇના લાભ**

બરફ જેવા ઠંડા પાણીમાં પડવાથી સુન્ન થઈ જવાથી અમારા બધાના શરીર થરથર ધ્રુજતા હતા બધા દાંત અકડ થઈ ગયા હતા જેથી કાંઠા પર ઉગેલું ઘાસ સળગાવી સળગાવી અમે શરીરમાં ગરમાવો આણ્યો અને કપડાં પણ સૂકવ્યાં. ત્યાર પછી અમે પંજગીરની ધર્મશાળા તરફ નીકળ્યા તે ઠેકાણે અમને જે સૌથી મોટી મુશ્કેલી જણાઇ તે ખોરાકની હતી. હમેશની રોટી ત્યાં અમને ન મળી શકી ન દીના નથી અને અત્યાર સુધીના પ્રવાસથી અમે તદ્દન થાકી ગયા હતા ભૂખથી અમારા પ્રાણ આકુળવ્યાકુળ થઈ ગયા હતા

**પંજગીરની ધર્મશાળા**

આખરે મહા મુશીબતે ૪૦ રોટી અમને મળી શકી. અને તે પણ મોંઘી કિંમત આપતાં જ મળી. દુકાળીઆની માફક દરેકે પોતપોતાનો ભાગ ખેંચી લીધો અને થોડી વારમાં તેનો ફેંસલો આણી દીધો જમી પરવારીને અમે બેય પગ આડા પડ્યા. અને સૌ થોડી વારમાં ઘોરવા લાગ્યા—અહાહા ! શી તે નિદ્રા ! ઘણી મહેનત કર્યા પછી માણસને જે ઉંઘ આવે છે તેજ ખરેખરી

**ચાળીસ રોટી**

ઉંઘથી માણસનું મન બેવડું ઉત્સાહમાં આવે છે; એ નિયમ પ્રમાણે અમને પણ પ્રવાસનો શ્રમ વેઠ્યા પછી ઘણી સરસ ઉંઘ આવી.

**સાંજ નહિ પણ સ્હવાર**

સાંજે મુલ્લાંની બાંગની બૂમો સાંભળવામાં આવતાં સુધી કોઈ જાગ્યું નહિ. પછી એક પછી એક સૌ ઉઠવા લાગ્યા—ઉઠ્યા ત્યારે અમને લાગ્યું કે શું મળસ્કું થવા આવ્યું ? કેટલાક તો પૂછવા લાગ્યા, "અલ્યા, સ્હવાર પડ્યું ?" પ્રવાસનો શ્રમ અમને એટલો લાગ્યો હતો કે અત્યારે થયેલું સ્હવાર અમને જરા પણ ગમ્યું નહિ; અમને તો આજ સાંજ હોય તો સારી એમ થયું. કારણ કે ચાલી ચાલીને થાકી ગયાથી અમને હજુ ઉંઘવાની પ્રબળ ઈચ્છા હતી; અને એ ઈચ્છા ઈશ્વરે સફળ પણ કરી કેમકે મુલ્લાંની બૂમોથી અમને સમજાયું કે સ્હવાર નહિ પણ સાંજ જ પડી હતી. સાંજના સાતજ વાગ્યા હતા. અમારા આનંદનો કાંઈ પાર રહ્યો નહિ; કારણ કે સાંજના સાત એટલે હજી આખી રાત—દસ કલાક અમને આરામ લેવાની સગવડ મળી ગઈ.

**ગંજી પહોંચ્યા**

બીજે દિવસે સવારના પહોરમાં પાછા અમે અમારો કંટાળાભર્યો પ્રવાસ શરૂ કર્યો. રસ્તામાં કાંઈ આશ્ચર્યકારક ઘટના બની નહિ. ૨૦ માઇલની મુસાફરી કર્યા પછી અમે ગંજી પહોંચ્યા. આ નાનું ગામ પંજશીરના બંને કાંઠે બહુ સુંદર રીતે વસેલું છે. નદીની બંને બાજુએ ઉંચા પર્વતો છે; અને તેની ઉંચાઈ ખરેખર બહુ નવાઈ પમાડે એવી છે. પર્વતના શિખર પરથી વહેતી પંજશીર નદી અને ટેકરીઓ પરનાં સફેદ ધોળેલાં ઘરોનો દેખાવ ઘણો આકર્ષક છે. ગંજીની ધર્મશાળા નજીક પંજ-

રીર નદીનો એક નાનો બંધ છે અને ત્યાંથી તે ધૂ ધૂ કરતી આગળ જાય છે ધર્મશાળાના મિર્ઝાઓમાં અમારા સબંધે ઘણો દ્વેષ અને તિરસ્કાર માલુમ પડ્યો તેઓએ અમને ધર્મશાળામાં ઉતરવાની મના કરી.

**લોભી લોકો**

પણ અમારે ધર્મશાળાની બહાર મુકામ કર્યા વિના બીજો રસ્તો ન હતો, કારણ કે તે ઠેકાણે જંગલી હિંસક પશુઓનો અને ચોરનો ઘણો ભય હતો તેમનાથી બચવા માટે ધર્મશાળા નજીક રહેવાની અમને ફરજ પડી. ગામના લોકોનું વર્તન પણ અમારા તરફ એટલું સારૂં ન જણાયું તેઓ ઘણા અસભ્ય હતા અમને જોઈતી વસ્તુઓની અને ખોરાકની તેમણે અમારી પાસેથી દાબીને બેવડી કિંમત લીધી તેમને અમે ઘણા તવંગર માણસ લાગ્યા. તેમણે પૂછ્યું—

"તમારી પાસે બદલામાં આપવાનું સોનારૂપું છે કે? તમારી પાસે બંદુકો, રીવૉલ્વરો વેચવાની છે?"

રીવૉલ્વરો વિષે તો તેમણે અમને ઘણીવાર પૂછ્યું તેમનો એમ પૂછવાનો હેતુ શરૂઆતમાં તો અમને બરાબર ન સમજાયો પણ પાછળથી તે અમારા ધ્યાનમાં આવ્યો અમારા લોકોનો આટલો મોટો કાફલો જોઈ તેમના મનમાં લોભ લાગ્યો હતો અને તેથી રીવૉલ્વરો સબંધી પૃચ્છપરચ્છ કરી હતી

**મિરઝાની દાનત**

રાત પડી એટલે અમે અમારા ચોકીદારોની સંખ્યા વધારી અને તેમને ધર્મશાળા પર અને તેની અંદરના માણસોની હીલચાલ પર નજર રાખવા ખાસ સૂચના આપી એવી નજર રાખવાની તે દિવસે અમને ખાસ જરૂર હતી કેમકે અમને જોયા ત્યારથી મિરઝાનું અમારા પ્રત્યે ચમત્કારિક વર્તન જણાતું હતું.

**લો હલ્લો**

અમારો તે સંશય આખરે ખરોજ ઠર્યો અમે પ્રવાસને લીધે પહેલેથીજ થાકી ગયેલા હોવાથી રાત્રે અમો ખૂબ ઉંઘ આવી પણ લગભગ અગીઆર વાગે પહેરેગીરોની બૂમો અમારે કાને પડી અમારી છાતીમાં ફાળ પડી પાછળથી સીસોટીઓ સંભળાઈ તે બૂમો અને સીસોટીઓ ભયસૂચક હતી અમે ઉઠ્યા અને અમારી બંદુકો ખાંધે મૂકી એકદમ તૈયાર થયા અમારા નાયકે અમને વિશેષ સજ્જ રહેવાની સૂચના આપી પહેરાવાળાઓ પૈકી એક જણે ધર્મશાળાની બીજી બાજુએ કુતરાનું ભસવું અને અમારી છાવણી તરફ આવતો ઘોડાનો ડબડ અવાજ થોડાજ વખત પર સાંભળ્યા હતા તે અવાજ હવે એક ફર્લોંગ પર અમને સ્પષ્ટ સંભળાવા લાગ્યો

**“બંદુક તૈયાર રાખો”**

રાત અંધારી ઘોર અને ભયંકર હતી કાંઈજ સ્પષ્ટ જણાતું ન હતું પણ દરેક ક્ષણે અવાજ અમારી નજીક આવતો હતો તે વખતે અસાધારણ ધૈર્યની જરૂર હતી. રાતના એ વિલક્ષણ સમયથી અમે જો કે ગભરાઈ ગયા તોપણ અમે ધીરજ બીલકુલ છોડી નહિ તે આવેલા સંકટની સામે થવા અમે કમ્મર કસી અંધારામાં આવતા શત્રુઓનો પરાજય કરવાને અમે આગળ વધ્યા કૂચ કરતા ફારસી ભાષામાં અમે અંદર અંદર સંભાષણ કરવાની શરૂઆત કરી એક જણ બોલ્યો —

‘આ જે કંઈ આગળ જણાય છે તેના પર હું ગોળી છોડું ?”

બીજો બોલ્યો “ના ના ઉભા રહો નિર્દોષ લોકોના જીવની હાનિ ન કરશો ગરીબ લોક વિના મરણે મરી જશે તમે માત્ર તમારી બંદુકો અને રીવોલ્વરો તૈયાર રાખો ’

પહેરાવાળો પાછો બોલ્યો —“મને લાગે છે કે આપણે હથિયાર

**" ખોડ ભૂલાવી દઈએ "**

વિનાના છીએ એમ માનીને આ લોકો આપણા પર ચઢી આવે છે. માટે આપણે તેમના પર ગોળીનો મારો ચલાવી તેમની ખોડ ભૂલાવી દઈએ આપણી બહાદુરી તેમને એક વાર બરાબર બતાવી આપવાની જરૂર છે"

ત્યાં સેનાપતિ બોલ્યા " ના, ના, જરા તેઓ નજીક આવે ત્યાં સુધી થોભો તે આપણને લૂંટવાના હેતુથી જ આવે છે કે બીજે રસ્તે ક્યાંક જાય છે તે બરાબર જોઈ લ્યો"

**મેમાનનો વિવેક**

ઘોંઘાટ, કુતરાંનો ભસભસાટ અને ઘોડાના દાબડાનો અવાજ— એ સર્વ બંધ થયું સેનાપતિને પોતાની યુક્તિથી ઘણી ધીરજ આવી ને વધારે હિંમતથી અને મોટે અવાજે તે હુમલો કરવા આવતા લોકોને ઉદ્દેશીને બોલ્યો "ભાઈઓ, તમે અમારા પર હૂમલો કરતા આવો છો, પણ સાવધ રહેજો જુઓ સાંભળો, અમે બધા તમારા મેમાન છીએ નીતિની દૃષ્ટિએ મેમાનો તમારા પર એકાએક ગોળી વરસાવે એ તેમની કૃતઘ્નતા જ કહેવાય અમારી પાસે બંદુકો અને રીવોલ્વરો છે તમે અમને પૂછ્યું હતું કે રીવોલ્વરો વેચવાની છે? તેનો અમે નકારમાં જવાબ આપ્યો હતો તેનું કારણ એટલુંજ કે તેમનો વિજોગ અમારાથી સહન થઈ શકે એમ નથી આવા સોના જેવા અવસરે તેનો ઉપયોગ કરવા માટે જ અમે તે અમારા પાસે રાખીએ છીએ"

**સહેલી જીત**

સેનાપતિના તે સચોટ અને અર્થસૂચક ભાષણથી અમારા પર હુમલો કરવા આવનારાઓની ટેકડી દાણાદાણ થઈ ધીમે ધીમે ઘોડાનો દડબડાટ સંભળાતો બંધ થયો અને કેટલીક ક્ષણ પછી બધું શાંત થઈ ગયું. એક પણ માણસનો જાન ન

બરાબર દેખાતા નથી."

આ પ્રમાણે કહી ધર્મશાળાની આસપાસ લેફ્ટ રાઈટ એબાઉટ ટર્ન, લેફ્ટ વ્હીલ, રાઈટ વ્હીલ, હૉલ્ટ-ઍટન્શન—ઈત્યાદિ ડ્રિલ અમે શરૂ કરી; અને થોડાક આગળ પણ વધ્યા. અમારી ડ્રિલ ઘણો વખત ચાલી. પછી અમારા નાયકે હુમલો કરનારા લોકોને ઉદ્દેશીને કહ્યું—

**ધમકી આપી**

"ભાઈઓ, જો તમે અમારા હાથે માર્યા જશો તો તે માટે તમારાથી અમને બીલકુલ દોષ દઈ શકાશે નહિ. તેના દોષી તમે ઠરશો. અત્યાર સુધી અમે તમને બચાવ્યા છે; અમને લાગતું હતું કે અજ્ઞાનથી તમે અમારા પર હુમલો કરવા તત્પર થયા હશો પણ હવે તો અમારા લોકો દરેક પળે ઉતાવળા થતા જાય છે અને તેમને હું અટકાવી શકતો નથી. તેમને હુકમ આપવાની હવે મને ફરજ પડે છે. તમારા પર સિંહની માફક તરાપ મારી તેઓ પોતાના પંજા વડે તમને ચીરી નાંખશે તેઓ અધીરા થઈ ગયા છે. અલ્લા હજી તમને સદ્‌બુદ્ધિ આપે અને અમને નાહક જીવની હત્યામાંથી બચાવે, તમારા પ્રાણનું તમે હજી પણ રક્ષણ કરી શકો છો."

તે યુક્તિથી પહેલાંની માફકજ આ વખતે પણ કામ પત્યું; અને હુમલેદારો ત્યાંથી નાઠા. અમને આ ફતેહ મેળવવામાં કાંઈ ખર્ચ થયો હોય તો તે અમારી ઉંઘનો અધવચ ભંગ, અને નકામી ગભરામણ એટલું જ. રાતના ઉજાગરાથી બીજા દિવસની સવારે અમે જોઈએ તેવા પ્રફુલ્લિત ન હતા પણ નિત્યક્રમ પ્રમાણે અમારે આગળ કુચ કરવાની હતી તે ગામમાં પછી અમને અમારો ખોરાકી સામાન ખરીદવાની પણ ઈચ્છા થઈ નહિ. એટલો અમે

**બીજી વાર નાઠા**

ત્યાંના લોકો પર તિરસ્કાર ઉપજ્યો હતો.

**ભયંકર ટેકરો** ત્યાર પછી અમે લગભગ બે માઇલ સુધી એક સરખી નીચી ખીણમાં થઈને ચાલ્યા, પણ એક વાંક વળ્યા પછી અમારી સામે એક મોટો ભયંકર ટેકરો આવી ઉભો રહેલો જણાયો. પંજશીરના પાણીથી આગળના બધા રસ્તા તૂટી ગયા હતા. અને તે એકજ રસ્તો બાકી રહ્યો હતો. તેના એક વાંકાચુંકા રસ્તાનું અવલંબન કરીનેજ અમારે આગળ જવું પડયું.

**તરેલો પુલ** બપોરે અમે ઘણીજ લાંબી ખીણમાંથી જેમ તેમ રસ્તો કાઢયો. તે ખીણની આગળ એક વિશાળ ફળદ્રુપ પ્રદેશ આવેલો હતો. તેના અર્ધા કરતાં વધારે ભાગ પર પંજશીરનું પાણી ફરી વળતાં તેના પર સફેદ સ્વચ્છ ચાદર પાથરી હોય એવો ભાસ થતો હતો. જે પુલ ઉપરથી સામી બાજુએ જવાતું હતું તે નદીના પાણીથી ખોદાઈ જઈને આગળ તણાઈ ગયો હતો. આથી તે ઠેકાણે આવતાંજ અમે વિચારમાં પડી ગયા. કલ્પનાશક્તિ ખૂબ દોડાવી; પણ કાંઈ ઉપાય જડયો નહિ. તે પણ એક રીતે ઠીકજ થયું. કેમકે અમે ઘણા થાકી ગયા હતા, તેથી એટલો વખત અમને ફરજિયાત આરામ મળ્યો.

**ફરી પાછું તારણ** પછી અમે શેતુરના ઝાડ હેઠળ બેસી નદીને પેલે પાર કેવી યુક્તિથી જવાશે તેનો વિચાર કરવા લાગ્યા. નદીનો પટ બહુ વિશાળ હતો; પણ એટલામાં એક વાત ધ્યાનમાં આવી. નદીનું પાણી બહુ સ્વચ્છ હતુ, એટલુ બધું નિર્મળ હતું કે રેતીની રજકણ પણ તળીએ સ્પષ્ટ જણાતી હતી. આથી અમને ઘણી હિંમત આવી, અને લાંબો વિચાર ન કરતાં, કે બીજી કાંઈ ગરબડ ન કરતાં

અમે નદીના જળમાં પેસવા નિશ્ચય કર્યો. અમારા સાફા પાઘડી એકઠા કરી અમે પહેલાંની માફક પાણીમાં ચાલવા લાગ્યા. વધારેમાં વધારે છાતીપૂર પાણી આવ્યું પણ અમે તે નદી ઉતરી ગયા ખરા. આગળ જતાં એક આફત અમારી રાહ જોઈનેજ જાણે ઉભી રહી હતી. છાતી ધડકાવી નાંખે એવો પ્રચંડ હિંદુકુશ સામે ઉભો હતો.

જુલાઈ માસની ૨૧મી તારીખ હતી, તોપણ બરફ હજી પૂરેપૂરો પીગળી ગયો ન હતો પર્વતનાં શિખરોના ઉપલા ભાગો હજુ બરફથી છવાયલાં હતા. પર્વત તદ્દન ઉભો હતો, અને રસ્તો બહુ વાંકોચુંકો અને અસ્પષ્ટ હતો; પરંતુ ગમે તેમ કરી આગળ જવાની તો જરૂરજ હતી, તેથી અમે પર્વત પર ચઢવાની શરુઆત કરી.

સાંજ પડવા આવી તોપણ અમારો કંટાળાભરેલો પ્રવાસ વધારે ને વધારે લંબાયો તે પૂરો થવાનાં **લોહી વહેતા પગલે** કાંઈ ચિન્હ જણાતાં ન હતાં. રસ્તાનો કાંઈ છેડોજ આવતો ન હતો. અમે બહુ થાકી ગયા હતા કેટલાકના તો ચાલી ચાલીને પગ સૂજી ગયા હતા. અને કેટલાકના પગમાંથી લોહી વહેતુ હતું. અમારી તે વખતની સ્થિતિ બહુ દયાજનક હતી. જો કે અમારાં હૃદય જરા પણ ડગ્યાં ન હતાં પણ શરીર દૂબળાં પડ્યાથી ચાલવાનું મુશ્કેલ થઈ પડ્યું હતું. સોજો ચડેલા અને લોહી વહેતા પગે આગળ ચાલવું અશક્યજ હતું.

આખરે અમારામાથી સશક્ત લોકોએ તે દુબળા પડેલાઓને પોતાની ખાંધ પર લઈ પર્વત પર ચઢવા **ખાંધ પર લીધા.** માંડયું. અમને લાગ્યું કે આટલું દૂર ચાલી ચાલીને થાકી ગયા પછી હવે કોઈક સરાઈ ( ધર્મશાળા ) આવશેજ. પણ સરાઈ તો બાજુએ રહી, ને

ઉપડ્યુ અમારી સામે એક બરફનો સમુદ્ર—મ'કે મહાસાગર જણાવા લાગ્યો તે જોતાજ અમારામાના કેટલાક તો તમર ખાઈ નીચેજ બેસી ગયા, અમારા હોશકોશ ઉડી ગયા અમારા હૃદય ફાટીને બહાર નીકળતા હોય એમ જણાયુ

તે મહાસાગરના દર્શનથી અમે નસીપાસ થઈ ગયા શુ કરવુ ? આગળ ક્યા જવુ, કે અહિં જ

**જીવનમરણનો પ્રશ્ન** મરી જવુ—એવા પ્રશ્નોની ગરબડ અમારા મનમા થઈ રહી સૌથી મોટો પ્રશ્ન તો એ આવ્યો કે હવે ક્યા જઈ ઉભા રહીશુ ? ખાવાનુ ક્યા અને શુ મળશે ? એ અમારો જીવનમરણનો પ્રશ્ન હતો આવી નિરાધાર સ્થિતિમા અમારામા જીવન ટકી શકે એમા શી નવાઈ ? તે પરિસ્થિતિ નજર આગળ ખડી થતા જ અમારામાના કેટલાક ગાંડા થઈ ગયેના જેવા જણાયા કેટલાકો તેવી સ્થિતિમા પણ હસતુ આવ્યુ જાણે કે તે તેમનુ કેવળ જ હસવાનુ ન હોય ! કેટલાક તે સકટ જોઈ નાચવા લાગ્યા, તો કેટલાક વિલક્ષણ ગીતો ગાવા લાગ્યા

એક જણ બોલ્યો "ચાલો, આપણે છેવટની પ્રભુપ્રાર્થના કરી લઈએ!"

પણ એટલામા બીજો બોલ્યો "પણ પ્રભુપ્રાર્થના શા માટે કરવી ? અથવા કે પ્રભુ ક્યા છે ? તે આપણને બચાવવા ને આ સકટમાથી છોડાવવાને કેમ દોડી આવતો નથી ? તેનેજ ખાતર શુ આપણે હિન્દુસ્થાન છોડયુ નથી ? તેનીજ ખાતર યમયાતના કરતા પણ વધારે સકટ વેઠી આપણે અહિં આવ્યા નથી ? તો પછી તે આપણા રક્ષણ માટ કેમ નથી આવતો ?"

બીજો એક જણ ઘાંટો પાડી બબડવા લાગ્યો "હુ તો

**પોતાની કબર** મારી કબર મારી જાતે જ ખોદી મૂકુ હુ તેના માટે બીજાનો શા માટે <u>મહેનત</u>

આપવી પડે ? ચબાર આ બેમારા દિદુકુશના બરફમા હુ દટાઈ જાઉં છુ આ દિદુકુશ દિદુસ્થાનનો જૂનો શત્રુ છે, વૈરી છે ખરેખર આ પર્વત અપશુકનિયાળ છે, દુષ્ટ છે! એ પિશાચ છે, રાક્ષસ છે! ઓ દિદુકુશ! તુ મારા પ્રભુ લઈ શકે થા અમાગ બધાનુ ભક્ષણ કરી આજ રાતે તુ તારી ભૂખ સમાવજે તેમ કરવાથી પણ તારી ક્ષુધા શાન્ત થશે કે?" એમ કહી તે પોતાની કબર ઝપાટાબધ ખોદવા મડ્યો

પરતુ પોતાની કબર ખોદતા તેણે સૌના પ્રાણ બચાવવાની એક અદ્ભુત શોધ કરી કબર માટે તે

**અદ્ભુત શોધ** બરફ ખોદતો હતો તે બે ફૂટ ઉડુ ખોદાયા પછી તો બરફથી છવાયેલા ઝાડના મૂળીઆ માલુમ પડ્યા તે તદ્દન સુકાયેલા લાકડાજ હતા બે ફૂટ ઉડુ ખોદવાથી ઝાડના મૂળીઆ જડે છે એવી વાત બધાને સમજાઈ જતા આખુ લશ્કર તે ઉદ્યોગમા પડ્યુ બધા જણ બરફ બાજુએ કાઢવા મડ્યા કોદાળા પાવડા વગેરે ઓજાર વડે જે કામ ત્યા ન થઈ શક્યુ હોત તે અમે હાથ વડે કર્યું અને થોડીજ વારમા કેટલોક રસ્તો ખુલ્લો કર્યો બરફ ભરી ભરીને બાજુએ કાઢી અમે તે ઝાડના મૂળીઆનો એક ઠેકાણે ઢગ માર્યો તે વખતે અમારા આનદનો પાર ન રહ્યો અમે બધા મળી ૮૦ જણ હતા લગભગ ત્રણ ચાર મણ લાકડા તો અમે ભેગા કરી દીધા કડકતી ઠડીમા હવે પ્રાણ તો બચાવી શકાશે એવી અમારી ખાત્રી થઈ

પણ પ્રાણ ટકાવવાનો કેવી રીતે? પેટમા કાઈ લાકડા પૂરાય? અને એમ હોય તો પછી શરીરના ઉપરજ

**એ'સી વચ્ચે બાર!** લાકડા ખડકીએ તો શુ? પણ અમે મુસલમાન એટલે કબ્રસ્તાનમા દટાવાનુ જેથી એ બાબત પણ નકામી કહેવાય! ખેર, છતા પ્રાણ બચવાની ખાત્રી

થઈ એટલે અમે ખોરાકની શોધમાં પડ્યા. ઘણો પ્રયત્ન કર્યો પણ ક્યાંય અનાજ મળ્યું નહિ. આખરે બધાંની ઝડતી લેતાં બાર રોટી મળી આવી. ૮૦ માણસને બાર રોટી શા હિસાબમાં? અમે તે રોટીની વહેંચણી કરી બાર બાર જણ વચ્ચે એક એક ટુકડો રોટી વહેંચી નાંખી. પણ પીવાનું પાણી ક્યાંથી લાવવું ? આખરે અમે તો બરફનુંજ પાણી કરીને પીધું. પછી શરીરમાં વધારે ગરમી લાવવાને જે મૂળીઆં એકઠાં કર્યાં હતાં તે સળગાવ્યાં.

**દિવાળી ને હોળી**

તે વખતે ચોતરફ ઝળઝળાટ થઈ રહ્યો. બરફથી છવાયલા શિખરો પ્રકાશથી ચળકવા લાગ્યાં. અમને લાગ્યું કે આજ અમારે દિવાળીજ હતી. તે દીપોત્સવી જોવાની ધૂનમાં અમે લીન બન્યા હતા તે વખતે અમારી નીચેનો બરફ ઓગળતો હતો તે અમારા ધ્યાનમાં આવ્યું નહિ. પણ થોડી વારમાં તે સમજાતાં અમારી આંખ ઉઘડી. અમારા કેટલાક બુદ્ધિશાળી મિત્રોએ જો પોતાની હોંશીઆરી તે વખતે ન બતાવી હોત તો પંજશીરનું વેર તે બરફેજ લીધું હોત. પણ તે વાત વખતસરજ અમારા ધ્યાનમાં આવી અને અમારા મિત્રોએ બરફને માટે બંધ બનાવીને તેને અટકાવ્યો; એક તરફ બરફ પીગળતો હતો તો બીજી તરફથી નવો બરફ આવીને પડતો હતો.

તે રાત સૌથી ખરાબ ગઈ. આગલી રાત એ કરતાં કેટલી સારી હતી. બંને રાતમાં ઉજાગરો સરખોજ હતો. પણ ગંજુમાં ગયેલી રાત કરતાં આજની રાત અમને ઘણી ભયંકર લાગી. પરિસ્થિતિના વિચારમાં થયેલો ઉજાગરો એ નાટકના કિંવા સિનેમાના ઉજાગરા કરતાં બહુ ત્રાસદાયક હોય છે. ને રાત કેમ કરી ખૂટતી નથી. તેનો છેડોજ આવતો નથી. અમને પણ અત્યારે એમજ થયું. કોઈ અરેબિયન નાઈટ્સમાંથી વાર્તા કહેવા લાગ્યા, તો કોઈ ગ્ર

વૈતાળ પચીસીની વાતો લલકારવા માંડી. આ પ્રમાણે તે લાંબી રાત અમે જેમ તેમ કાઢી. અમે જો કે તાપણી આગળ બેઠા હતા પણ બીજી બાજુએથી અમારી પીઠ પર થંડોગાર પવન વાતો હતો.

**પ્રભાતની હુંફ**

પ્રભાત થવા માંડતાં અમારામાં હોંશીઆરી આવવા લાગી. સૂર્યોદય થતાંજ અમારા મનમાં આશાનો સંચાર થયો. અમને હિંમત આવી. અને પુનઃ સંકટ સામે થવાનો અમે નિશ્ચય કર્યો. ગઇ રાતના પ્રશ્નનો હજી ક્યાં નિકાલ થયો હતો? ઉપડવાનું ખરૂં, પણ કેવી રીતે? બરફનો સમુદ્ર કેવી રીતે ઓળંગવો? જ્યા પગથી પણ જણાતી ન હતી ત્યાથી સામે પાર શી રીતે જવાય? પણ એટલામાં અમારી ચોક્કસ નજર દૂરના એક ઉચ્ચ પ્રદેશ પર ગઈ. અને અમે ત્યાં સુરક્ષિતપણે જઈ પહોંચ્યા. તે ઠેકાણાનો બરફ બહુ પીગળી ગયો હતો અને રસ્તો પણ સ્પષ્ટ જણાતો હતો. બરફ ત્યાં જાણે બીલકુલ હતો જ નહિ અમે જે ઉચ્ચ પ્રદેશ પર ચાલી આવ્યા હતા ત્યાથી નીચે અમારી નજરે એક ફળદ્રુપ મેદાન જણાતુ હતું. અને તેમાં થઈને એક રમણીય નદી વહેતી હતી. તે દેખાવ એટલે અફ્ઘાનિસ્થાન દેશના ચમત્કારિક સૃષ્ટિ સૌન્દર્યનો નમુનોજ હતો.

**બે માઈલ કે બાર?**

તે ઉચ્ચ પ્રદેશ પરથી અમે મોટા કષ્ટે નીચે ઉતરી ૧૮ માઈલનો પ્રવાસ પૂરો કર્યો. કાલ બપોરના ચઢાવ કરતાં આ ઉતાર વધારે ત્રાસજનક અને કંટાળાભરેલો હતો. પર્વતના શિખર પરથી જે ફળદ્રુપ પ્રદેશ અમારી નજરે પડ્યો હતો તે અમારા મુખ્ય રસ્તાથી સાત માઇલ દૂર હતો. અમારે પાછો ખીણો અને ઉંચા ટેકરાઓના પ્રદેશમાં થઇને રસ્તો કાપવો પડ્યો ત્યાં રસ્તામાં અમને એક માણસ મળ્યો તેને સરાઈ કેટલી દૂર છે એવું પૂછતાં તેણે કહ્યું, 'એક કોસ એટલે બે માઈલ જેટલે હશે.'' પણ મુસાફ-

રેની આ એક કુટેવ હતી તેમાં અફઘાન મુસાફર એટલે કહેવાનું જ શું ? તેના તે બે માઇલ કદિ પૂરા થાય નહિ. ખરું અંતર કહેવાથી મુસાફર નિરાશ થવાનો સંભવ રહે છે તેથી તેઓ ખરી વાત કહેતા નથી અમને પણ તેણે એવા જ ભમાવ્યા, અને અમે કેટલાયે માઇલ ચાલી ગયા તો પણ તે બે માઇલ પૂરા નજ થયા.

**બાબરનો ઘુમ્મટ** આજે પાય વાગ્યાના સુમારે અમે એક મોટા ઘુમ્મટ નજીક જઇ પહોંચ્યા તે ઘુમ્મટ ઉંચા ઉંચા પર્વતોની બરાબર મધ્યમાં આવેલો હતો. તે સ્થળ નિર્જન અને એકાન્ત હતું. ત્યાં માત્ર બેજ માણસ રહેતા હતા તે સરકારી નોકર હતા તે ઠેકાણે અનાજ ક્યાંય મળે એમ ન હતુ. ફક્ત લોટ મળી શકતો હતો. અમે પણ તે ખરીદી લાવ્યા એટલે અમારામાના કેટલાયે તેના ચોપડા બનાવ્યા. તે ઘુમ્મટ સંબંધે રખવાળો પાનેથી અમને એવી માહિતી મળી કે બાબર જ્યારે હિંદુસ્થાન છતવા આવ્યો ત્યારે તેણે એ બાંધ્યો હતો.

**ત્યાંથી આગળ** તે રાત તે ઠેકાણે અમે ગઈ બે રાત કરતા વધારે નિર્ભયપણે ગાળી, અને સવાર પડતાજ પાછો પ્રવાસ શરૂ કર્યો ઉંચા ઉંચા પર્વત, વિશાળ નદીઓ અને ભાંગેલી ટેકરીઓ પગના જખ્મા ઇત્યાદિ નો અમને સારો અભ્યાસ પડી ગયો હતો એટલે તેનું અમને હવે કાંઇ લાગતુ ન હતુ રાત પડે એટલે મુકામ આવે, અને સવાર થતા પ્રવાસ શરૂ કરવો—એવો અમારો ક્રમ થઈ પડ્યો હતો

**કપડાં વેચ્યાં !** દેસણી જઈ પહોંચતા સુધી ખાસ કાંઈ બનાવ બન્યો નહિ. જબલ-અસ-શિરાજમા અમે બેનું કરેલું પસાનુ ભડોળ બધુ ખલાસ થયુ હતુ. હવે અમારી આગળ મુખ્ય પ્રશ્ન પૈસાનો

'ઉભો પગે. ખોરાકની ચીજો કેવી રીતે લાવવી ? અમારામાંના ઘણા જણાના ખિસ્સાં ખાલી થઈ ગયાં હતાં. આખરે શરીર પર પહેરેલાં કપડાં અને માથાના સાફાઓ તદ્દન ઓછી કિંમતે વેચીને અમે પૈસા એકઠા કર્યા. તે વડે જે લોકોના પગ ચાલી ચાલીને ગૂડી ગયા હતા તેમની પણ થોડીક બરદાસ્ત કરી.

**રણપ્રદેશમાં થઇને**

ને પછી અમે પાછું ઉત્સાહભેર ચાલવા માંડ્યું. પર્વતને છોડી હવે અમે એક રેતાળ પ્રદેશમાં થઈ પ્રયાણ કરવા લાગ્યા. ત્યાં ઝાડ, પાણી કાંઈજ ન હતું. તાપણી કરવાને ઘાસ સરખું ન હતું. થરના રણ કરતાં અથવા નિર્દય સહરાના રણ કરતાં આ પ્રદેશ કાંઈ ઓછો દમ કાઢે એવો ન હતો. આ રેતીનું રણ જોતાં જ અમારી આંખો ફાટી ગઈ.

**રસ્તો ચૂક્યા**

બપોર થતાં મોળ માઈલની મુસાફરી કરી અમે એક નદીના મુખ આગળ આવ્યા. પણ તે પાણી એટલું ખારૂં હતું કે મોંમાં પેસતાંજ કંટાળો આવે. છતાં તેનું પાણી પી અમે અમારી તરસ જેમ તેમ છીપાવી. આગળ પ્રવાસ શરૂ કર્યો. ક્ષણે ક્ષણે અમે રણના તાપથી આકૂળ વ્યાકૂળ થઇ જતા હતા. પણ પીવા લાયક પાણી ક્યાંય મળે એમ ન હતું. ચાલતાં ચાલતાં રાત પડી. પણ સરાઈ ક્યાય આવી નહિ. અંધારાને લીધે અમે રસ્તો ચૂક્યા હતા. આખરે એક જગાએ અમારે થોભવું પડ્યું કારણ કે આગળ પણ ક્યાં જવું ! અમારામાંના કેટલાક તદ્દન નિરાશ થઈ ગયા તેમને જીંદગી નકામી લાગવા માંડી. તરસ અમારૂં લોહી ચૂસી રહી હતી; અને કેટલાક તો નરમ પડી જતાં ઘણા પાછળ રહી ગયા.

એટલામાં કેટલેક છેટે અમને અજવાળું જણાયું એટલે

**બાધલ્લાણ ગામે** અમારામાથી બે જણાને અમે કાંઈ વસ્તીની કે પાણી મળે તેમ હોય તો તેની તપાસ કરી લાવવા મોકલ્યા બે કલાક પછી તે બને પાણી લઈ આવ્યા. અને વસ્તીની પણ ભાળ કઢી લાવ્યા. પાણી પી અમારી તરસ છીપાવતા અમને ઘણી હોશિયારી આવી. તે બે મિત્રોએ પછી અમારી ટુકડીને રસ્તો બતાવ્યો અને અમે થોડા વખતમા બાધલ્લાણ ગામે જઈ પહોચ્યા

**સલામતીની રાત** ત્યા પહોચતા પહેલુ કામ અમારા પાછળ પડેલા ભાઈઓને શોધી કાઢવાનુ હતુ. તેથી તે કામ માટે અમારામાથી કેટલાક જણ હાથમા મીણ-બત્તીઓ લઈ સરાઇમાથી બહાર નીકળ્યા રાત્રે ૧૧ના સુમારે તે ભૂલા પડેલા લોકો અમને આવી મળ્યા, અને પછી અમે બધા ભેગા મળી ઘણા આનદથી જમ્યા તે રાત તો અમે ઘણી સહીસલામત વીતાડી બીજે દિવસે અમે હમેશ પ્રમાણે પ્રવાસ શરૂ ન કર્યો, કેમકે ૩૨ માઈલ ચાલ્યા પછી અમને આરામની ઘણીજ જરૂર હતી એટલે તે દિવસે અમે ત્યાજ મુકામ કર્યો

**ઘોરીનું વતન** તે પછી અમારો આગળ મુકામ હાઈબક્મા થયો રસ્તામા એક ઘોર નામે ગામ આવ્યુ એજ સ્થળેથી મહમદ ઘોરી હિંદુસ્તાન આવ્યો હતો હાલ તે ગામ ઉજ્જડ છે માત્ર થોડાક ખેડુતોની વસ્તી છે ઘોરનો પ્રદેશ બીલકુલ ફળદ્રુપ નથી વેરાન છે હિંદુસ્તાન જીતવાનો મોહ મહમદ ઘોરીને કેમ થયો હશે એનુ તે પરથી સહજ અનુમાન થઈ શકે હિંદુસ્થાનની નન્દનવન જેવી ફળદ્રુપ ભૂમિ જોઈ તેનો તેને મોહ લાગ્યો હશે !

હાઈબક કાબુલથી બીજે નબરે મહત્વનુ વેપારી શહેર છે.

**હિંદી વેપારીઓ**

એક વખતે તે ઠેકાણે મોટા ભારે વેપાર ચાલતો હતો તે શહેર એક સમયે ઘણી જાહોજલાલીમા હતુ. તેની પુરાતન ચડતીની સાક્ષી હજી પણ ત્યા મળે છે તે શહેરમા અમને ઘણા હિંદી વેપારીઓ મળ્યા જેમા હિંદુ અને શીખ વધારે હતા અમે આવ્યાની વાત માલૂમ પડતાજ તે સૌ અમારી પાસે દોડી આવ્યા, અને અમારૂ ઘણા પ્રેમથી સ્વાગત કર્યું આ હિંદી વેપારીઓ તવંગર હતા અને અમીરની રાજ્યપદ્ધતિ વિષે તેમને ઘણો ઉંચો મત હતો અફઘાન શહેરીઓના સપૂર્ણ હક તેઓ ભોગવી શકતા હતા, અને અફઘાન લોકો સાથે પણ તેમનો સબંધ ઘણો સતુકાઈ ભરેલો ને માયાળુ હતો તેમાના કેટલાક વેપારીઓ શાહુકાર હતા અને કેટલાક કાબુલ અને ઉત્તર તરફ મઝરિ શરીફની વચ્ચે વેપાર ચલાવતા હતા તે વેપાર તેમણે બરાબર કાબુમા લીધો હતો

હાઈબકમા હિંદુ વેપારીઓએ અમારી સારી પરોણાગત કરી અને એક અઠવાડીઉ ત્યા ટકી જવાનો ઘણો આગ્રહ કર્યો, પણ તેમની તે વિનતિ અમે માન્ય કરી શક્યા નહિ માત્ર બે દિવસ રહી અમે તેમની રજા લીધી

**તુર્કસ્તાનમાં પ્રવેશ**

હાઇબક છોડતી વેળા ત્યાના હિંદુ વેપારીઓ અમને ઘણે દૂર સુધી વળાવવા આવ્યા તે વખતે તેમના હૃદય અમારા પ્રત્યેના પ્રેમથી તદન ભરાઈ આવ્યા તેમની રજા લઇ અમે પાછી પર્વત પર ચઢવાની શરૂઆત કરી બે સાધારણ મુકામ પછી ખુદ અફઘાનિસ્થાન ઓળગી અમે બહાર આવ્યા હવે પર્વત પણ દેખાતો બધ થયો તે પછી અમે અફઘાની તુર્કસ્થાનમા પ્રવેશ કર્યો આ પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો, તેમા ઘઉ પુષ્કળ પાકે છે અફઘાનિસ્થાનનો આ સર્વોત્તમ ભાગ ગણાય છે તાશ કુર્ગન અને મઝરિ શરીફ એ વેપારના મોટા મથક છે.

તાશકુર્ગન નગરની રચના ઘણી સુંદર છે અફઘાનિસ્થાનની માફક અને ઈરાનની માફક અહિં પણ

**મેવાની વખાર** સુંદર દુકાનો છે, પણ તેમા ખાસ વાત એ છે કે તે દુકાનોને આગળ ઓસરી હોય છે આ ઠેકાણે દરેક વસ્તુ સસ્તી હતી ફળ મેવો પણ ઘણા થતા એક પૈસામા ઉત્તમ જાતની શેર દ્રાક્ષ મળતી તેજ પ્રમાણે મોસંબી અને સન્ત્રા પણ ઘણા સરસ અને સસ્તા મળતા

ત્યાના લોકોનો મુખ્ય ધંધો ક્લા અને નકશી કામનો હતો એ કામમા એ લોકો તદ્દન ઘસ્રઈ ગયા હતા દરેક જાતનુ નકશી કામ ત્યા ઉત્તમ થતુ એક તરફ બોકખાન સાથે અને બીજી તરફ રશિયાઇ તુર્કસ્થાન સાથે તે શહેરનો મોટો વેપાર ચાલે છે વેપારની મુખ્ય ચીજો ચહા અને ખાંડ છે

ત્યાના લોકો મુખ્યત્વે કરીને ઉઝબેગ અને તાજક કુળના છે અફઘાનોનુ પ્રમાણ ઓછીમા ઓછુ

**ગરમકોટને રામરામ** આવે છે તે સ્થળે આવતા મારી પાસ બધા પૈસા ખલાસ થયા એટલે મારે પોતાના શરીર પરનો બાવીસ રૂપીઆનો ગરમ કોટ વેચવાનો વખત આવ્યો તે કોટ મે બજારમા કાબુલી આઠ રૂપીઆ એટલે હિંદી છ રૂપીઆમા વેચ્યો બિકાનેરથી ઘર છોડતી વખતે મારી પાસે માત્ર ૫૯ રૂપીઆ હતા, પણ તે ક્યારના ખલાસ થઈ ગયા હતા

તાશકુર્ગનમા પણ અમને ઘણા હિંદી વેપારીઓ મળ્યા બીજે દિવસે અમે ત્યાથી નીકળ્યા, ત્યારે

**અમીરનાં ગુણગાન** તે અમારી પાસે દોડી આવ્યા અને અમને એક દિવસ રહી જવાનો આગ્રહ કર્યો તેમણે અમારો ઘણો સત્કાર કર્યો હાઇબકના હિંદી વેપારી મિત્રો કરતા અહિંના હિંદી વેપારીઓ વધારે પૈસાદાર જણાતા હતા,

બુખારા અને તુર્કસ્થાનનો લગભગ બધો વેપાર તે લોકોના જ હાથમા હતો શહેરમા તેમનુ સારૂ વજન હતુ અમીર માટે તેમને ઘણુ માન હતુ તેઓએ અમને જણાવ્યુ કે અફઘાન સરકાર તરફથી હિંદી લોકો તરફ નિષ્પક્ષપાતપણે વર્તવામા આવે છે તેમણે અમીરના પણ ઘણા ગુણગાન કર્યા

**દરેક ઘરમાં નદી!**

બીજે એક દિવસ અમે તે શહેરમા ગાળ્યો તેના ઉપરથી અમારી ખાત્રી થઈ કે અમારા ધારવા કરતા તે શહેર અનેક રીતે વધારે સુદર હતુ દરેક ઘરમા મીઠા સ્વચ્છ પાણીનો એક એક ઝરો હોય છે તે પણી મુખ્ય નદી ખુલુમમાથી વાળવામા આવ્યુ છે આ સગવડ અમને બહુ સરસ લાગી શહેરમા અત્યારની સુધરેલી ઢબની ઘણી હોટલો છે

તે ઠેકાણે એક ખાસ બાબત અમારા જોવામા એ આવી કે ત્યા દરેક ઘર પર ઘુમટ હોય છે તે જોતા આખુ શહેર જાણે મસીદોની પરિષદ્જ ભરેલી હોય એમ લાગ્યા વિના રહેતુ નથી ઘણો વિચાર કર્યા પછી એમ કરવાનુ કારણ અમારા સમજવામા એ આવ્યુ કે તે ઠેકાણે હમેશા બરફ પડે છે તેથી મકાનોને નુકશાન થતુ અટકાવવાને આ યુક્તિ કરવામા આવે છે

**મ્હાનો દુકાળ**

અમે તાશકુર્ગન છોડયા પછી તુર્કસ્થાનના ફળદ્રુપ અને અત્યત રમણીય પ્રદેશમા પ્રવાસ કરી મઝરિ શરીફ શહેરમા પહોચ્યા આટલુ સુદર શહેર અફઘાનિસ્થાનમા બીજુ એકે નથી એ શહેર અફઘાનિસ્થાનની ઉત્તર તરફની રાજધાની છે અને મુસલમાનોનુ તે અત્યત પવિત્ર સ્થાન છે આ સ્થાનને અલીનુ સ્થાન કહે છે દર વર્ષે તે ઠેકાણે હજારો યાત્રાળુઓ ભેગા થાય છે તાશકુર્ગન અને મઝરિ શરીફ એ બન્ને શહેરોમા ઘણુ સામ્ય જણાઈ આવે છે બુખારા

સાથે તો તે અતિશય મળતું આવે છે. ત્યાં ફળફળાદિના ઘણા બાગ છે; અને મઝરિ શરીફનાં તડબૂચનું નામ દેતાં તો અફઘાન લોકોના મોંમાં પાણી છૂટે છે. તે તડબૂચનો પેશાવરમાં એક રૂપીઓ પડે છે; પણ અહિં પૈસા કરતાં પણ ઓછી કિંમતે મળે છે. ચહા સિવાય લગભગ બધી ચીજો અહિં સસ્તી મળે છે. ચહાની બાબતમાં આખા અફઘાનિસ્થાનમાં એકજ સ્થિતિ માલૂમ પડે છે.

**ગવર્નરનો ઉપદેશ.**

અમે ત્યાં પહોંચતાં બીજે દિવસે ગવર્નરે અમને બોલાવવા મોકલ્યું. આગા અબદુલ હાદી તે વખતે ગવર્નર હતા. હાલમાં તે ઇંગ્લેંડમાં અફઘાનિસ્થાનના એલચી છે. એમણે પણ જમલ–અસ–શિરાજના ગવર્નરની માફક અફઘાનિસ્થાનમાં રહેવાથી શો ફાયદો છે તે સંબંધી અમારી આગળ ભાષણ ચલાવ્યું. પણ ઘણો વખત તે ચાલવા છતાં તેની અમારા પર જરા પણ અસર થતી નથી એમ લાગવાથી તેમણે પોતાનું પુરાણ બંધ કર્યું; અને અમને અફઘાન સરહદ ઓળંગવાની પરવાનગીનો લેખી હુકમ બંદર પરના અધિકારી પર આપ્યો.

**અદલો બદલો.**

પરંતુ એજ વખતે અમારામાંના સિકંદર નામના એક ઇસમને પકડી કબજે કરવામાં આવ્યો; કારણકે તે ઇટાલિયન ફ્રેંચનો ગુપ્તચર હોવાનું જણાયું. આવો માણસ અમારામાંથી મળી આવ્યો તે માટે અમને આશ્ચર્ય કે શોક કાંઈ ન થયું. કેમકે પૅન ઇસ્લામિસ્ટ પક્ષના માણસો આવા લોકોનું આશ્રયસ્થાનજ હોય છે– તે લોકો સાથે તેનો નિકટ સંબંધ રહે છે. તે જતાં તેને બદલે અમને એક તુર્ક મળ્યો. તેને પર્શિયનની માફક તુર્કીની અને રશિ-

આ પ્રમાણે થોડી મહેનતે અફઘાન અધિકારી પાસેથી પાસપોર્ટ મળવાના બાદ બોલ્શેવિક કૉન્સલની મુલાકાત લઈ તેમની પાસેથી પરવાનગી મેળવવાની બાકી હતી. કૉન્સલ પાસે જવાને અમારામાંથી ચાર જણને પસંદ કરવામાં

**બોલ્શેવિકો કેવા હશે ?**

આવ્યા. અત્યાર સુધી અમે એમ સમજતા હતા કે અંગ્રેજી વર્તમાનપત્રોમાં બોલ્શેવિકના જે હાસ્યચિત્રો ચીતરવામાં આવતા હતા તેવા જ તે લોકો હશે. તે ઘણા જંગલી, અસભ્ય અને બીહામણા લોકો હશે. તેથી તેમને જોવાને અમારી ઉત્સુકતા દરેક પળે વધતી હતી. અમારામાંથી કોઈએ કહ્યું "ખરેખર, તેઓ ઘણાજ અસભ્ય જંગલી લોક હોવા જોઈએ. તેમને આદર સત્કાર શું ચીજ છે તે ખબરજ નહિ હોય. તે ઘણાજ તોફાની ઉતાવળા અને અવિવેકી હોવાનું ઘણા અંગ્રેજી પત્રોમાં મેં વાંચ્યું છે" બીજાએ કહ્યું "તેઓ ભુત જેવા હોય છે, દેખાવે રાક્ષસ જેવા લાગે છે," આમ તર્ક કરતા અમે ચાલ્યા.

આખરે અમે બોલ્શેવિક વકીલાતની ઓફીસે જઈ પહોંચ્યા. એક પચીસ વર્ષનો યુવાન અમારી સામે

**"મને સાહેબ ન કહેશો"**

આવ્યો અને તેણે તદ્દન શુદ્ધ અંગ્રેજીમાં બોલીને અમારૂં સ્વાગત કર્યું તેણે અમારા બધાની સાથે હસ્તધૂનન કર્યું. તેણે બોલ્શેવિક ઢબની ટોપી પહેરી હતી. તેના પગમાં ઘણા લાંબા બૂટ હતા. પોશાક સીપાહી જેવો લાગતો હતો. તેને જોઈ અમે મનમાં સમજ્યા કે "આ કોઈ હજુરીઓ નોકર હશે" કોઈએ કહ્યું "તે બોલ્શેવિક સોલ્જર હોવો જોઈએ" ત્યારે તેના તરફ જોઈને અમારામાંથી એકે પૂછ્યું "સાહેબ અમારે કૉન્સલ સાહેબને મળવું છે" તેણે તુર્તજ ઉત્તર આપ્યો "ભાઈઓ, મહેરબાની કરી તમે મને સાહેબ

ન કહો કૉમરેડ (બીરાદર) કહીને બોલાવો તમારે જે માણસને મળવું છે તે હું જ છું હું જ આર એસ એફ એસ આર કૉન્સલ છું અને રશિયાના મજુર તથા ખેડુત વર્ગ તરફથી હું તમારૂં સ્વાગત કરૂં છું ”

**સાચું કે સ્વપ્ન?**

અમે તેનો ખુલાસો સાભળી આશ્ચર્યચકિત થયા અમે ગુંચવણમા પડ્યા “શુ આ જ કૉન્સલ? આવો કૉન્સલ હોતો હશે? કે આપણે જ કોઇ અજાણ્યા સ્થળે આવી ચડ્યા છીએ? ગુલામોને તે આવું શી રીતે કહી શકે? આમ કેમ સંબોધે? આ વાત મનાય ખરી?”

અમારા મનમા આવા વિચારો આવતા હતા, તે વખતે તે અમારા તરફ આશ્ચર્યચકિત થઇને જોતો હતો ઘણી વાર સુધી અમે આ ગુંચવણમાથી નીકળી શક્યા નહિ અમે આંખો ફાડી ફાડીને તેના તરફ જોઈ રહ્યા હતા આખરે અમારામાથી એક જણ ધીમેથી બોલ્યા

“આપણે સ્વપ્નામા તો નથી?”

કૉન્સલે અમને સ્તબ્ધ થયેલા જોઈ પુન પૂછ્યુ—

“કોમરેડ્ઝ! તમે આમ ચૂપ કેમ થઈ ગયા છો? જવાબ કેમ આપતા નથી? હુ ફરીથી જણાવુ છુ કે મારી સરકાર તરફથી—ગવર્મેન્ટ ઑફ વર્કર્સ તરફથી—અને રશિયાના સર્વ ખેડુતો તરફથી હુ તમારૂં સ્વાગત કરૂં છુ ”

**“તમે અમે એક છીએ”**

અમારા મન ધીમે ધીમે ઠેકાણે આવ્યા, અને એક જણ બોલ્યા—“સાહેબ, અરે ના, ભૂલ્યો, કૉમરેડ, આપે જે મહેરબાની બતાવી તે માટે અમે આપના આભારી છીએ. અમે આપને ઓળખી શક્યા નહિ, કારણ કે

અમારા પ્રત્યે અમારા ગોરા રાજકર્તાઓ તરફથી તદ્દન જુદુજ વર્તન ચલાવવામા આવે છે તેથી આમ બીનાની અમને ટેવ પડી જ અમો માફ કરો"

કોન્સને સ્પષ્ટ સ્વરે કહ્યુ—"બન્ધુઓ! તમારી બેડીઓ તૂટી છે તમે ને અમે હવે એક છીએ તમારા શરીરમા જેવુ લોહી વહે છે, તેવુજ લોહી અમારા શરીરમા પણ વહે છે આપણા શરીર ભલે જુદા હશે, પણ હૃદય તો એકજ છે, અમે જેમ એક વાર ગોરના જુલમ નીચે ચગદાઈ ગયા હતા તેમ આજ તમે પણ કચરાયના છો તમે તમારા પોતાના ઘરમા હજી કેદી છો આજે અમે સ્વતન્ત્ર થયા છીએ અમારી પહેલાની સ્થિતિ અને આજની તમારી સ્થિતિ સરખીજ છે જુલમની ઝુસરી હજી તમારા ખભા પરથી ઉતરી નથી એક વાર એ ઝુસરી અમારી ગરદન ઉપર પણ પડેલી હતી મિત્રો! પણ તે સ્થિતિ આજ બદલાઈ ગઈ છે'

**ચ્હાપાણી**

કોન્સન અમને ઘણા પ્રેમથી પોતાના બગનામા—અરે બગનો શાનો? ઘરસ્તો—તેડી ગયો અને બીજા ઘણા યુવાન માણસો સાથે અને છોકરા છોકરીઓ સાથે અમારી ઓળખાણ કરાવી તે છોકરાઓએ તો અમારા પર એવો બધો પ્રેમ બતાવ્યો કે તેનુ અહીં વર્ણન કરવુ અશક્ય છે પછી અમને ચ્હાપાણી થયા તે વખતે અમે મૂળ વિષયની શરૂઆત કરી તેણે અમને સ્વહસ્તે એક પત્ર લખી આપી સાથે એક ભોમીઓ પણ આપ્યો

અમે ઘણા રાજી થઈ અમારા મિત્રો પાસે પાછા આવવા નીકળ્યા અમે મેળવેલી પરવાનગી સબધી અમારા મિત્રોને ક્યારે વાત કરીએ એમ અમને થઇ ગયુ પણ અફસોસની વાત એ હતી કે અમે જેના આનન્દથી નીકળ્યા હતા, તેનાજ મુકામ પર આવતા

નારાજ થયા અમારામાંનો પેન ઈસ્લામિસ્ટ પક્ષ જે સંપૂર્ણ રીતે તુર્કી જવાના મતનો હતો, તેના મનમાં સંશય ઉપજ્યો સંશયનું ઝેર તેમની રગેરગમાં વ્યાપી ગયું. તેમને લાગ્યું કે આપણને ટર્કી જવાનું હોવા છતાં આ લોકોએ બીજીજ પરવાનગી આણી આપણે ટર્કી ન જઈ શકીએ તેટલાજ માટે આ લોકોએ જાણી જોઇને આ પ્રમાણે કર્યું છે "

**માંહોમાંહે અણબનાવ**

અમે તેમની ખાતરી કરવાને બહુ મહેનત કરી. અમે કહ્યું કે રશિયન કોન્સલ પોતાના અધિકારની બહારના ક્ષેત્રમાં જવાની પરવાનગી શી રીતે આપી શકે? બીજા દેશમાં જવાની પરવાનગી તે શી રીતે આપે? પણ તે વાત તેમના ધ્યાનમાં ન આવી તેમને લાગ્યું કે અમે તેમને આ બાબત ખોટીજ સમજાવીએ છીએ અમારા ખુલાસાથી તેમને સંતોષ ન થયો તેમણે પોતાનામાં કેટલાક પ્રતિનિધિને ફરીથી મોકલ્યા. તમને પણ કોન્સલે એ પ્રમાણેજ કહ્યું પણ અમારા પેન ઇસ્લામિસ્ટ પક્ષને અમારા અણબનાવની ગંધ આવવા લાગી. અમેજ કાંઈ કારસ્થાન કર્યું છે એમ તેમને ચોક્કસ લાગ્યું. પ્રતિનિધિઓ કોન્સલ પાસેથી પાછા આવતા તેમણે પણ જ્યારે તેજ હકીકત ફરીથી પોતાના માણસોને કહી, ત્યારે તો તેઓ અમારા પર તદ્દન ચીડાઈ ગયા રશિયન કોન્સલના મનમાં તમેજ અમારા સંબંધી ગમે તેમ ભેરવી દીધું હશે એવો તેમણે ખુલ્લી રીતે અમારા પર આરોપ મૂક્યો

પછી તેમણે અમારા પર જે ગાળોની વૃષ્ટિ વરસાવી તેના વર્ણન માટે તો સ્વતંત્ર પુસ્તકજ લખવું પડે. તેઓએ અમારા લોકોને ઘણી ગાળો અને શાપ આપ્યા અમને તેમણે નાસ્તિકની કોટિમાં મૂક્યા અ[illegible] ઘણી નિંદા [illegible] તેમની બધી નિંદા મૂંગે

મ્હોડે સાંભળી લઇ અમે તેમને કહ્યું "તમે બધા હિંદુસ્થાન પાછા આવો છો, કે અફઘાનિસ્થાનમાં જ રહેવું છે?" અમને છોડવામાં તેમને પણ લાભ હતો અને અમને તો હતો જ, પણ તે તેમણે લક્ષમાં ન લીધું તે અમારી સાથે જ આવવા નીકળ્યા. આખે રસ્તે તેઓ અમને ગાળો ભાંડતા હતા. ટૂંકમાં જાણે અમે છરના પિશાચોથી વેરાઈ ગયા હોઇએ તેવી અમારી તે વખતની સ્થિતિ હતી.

**પાનાકેસર**

પણ અમને એમ લાગતું હતું કે હજી આપણે અફઘાનિસ્થાનમાંજ છીએ, અને આપણી વહનાડની ખબર આખા અફઘાનિસ્થાનમાં ફેલાતા વાર લાગવાની નથી છતાં તેનું પણ અમને કાંઈ લાગતું ન હતું, પણ અમારા મનમાં વારંવાર એમ થવા માંડ્યું કે આને પરિણામે અહીંજ આપણને ફરીથી પૂરી દેવામાં આવશે તો? તેવીજ એક ધાસ્તી અમારા મનમાં રહેતા અમને ત્રાસ થતો હતો. પણ આગળ જતાં અમે તેમની ગાળો અને શાપ તરફ દુર્લક્ષ કર્યું, અને અમે બધા બે દિવસમાં બલ્ખને પાછળ મૂકી અફઘાન હદની ઓક્સસ નદીના કિનારા પર આવેલા પાનાકેસર બંદરે જઇ પહોંચ્યા.

**અફઘાનિસ્થાનનું મહત્ત્વ**

ઓક્સસ નદીના સામા કિનારે જતા પહેલા અત્યાર સુધી અમે જે નાનો સરખો પ્રદેશ જોયો હતો, તેનું સિંહાવલોકન કરવાની જરૂર છે બે મોટા દેશની વચ્ચે આવેલા આ નાનકડા દેશે ઐતિહાસિક દૃષ્ટિએ કેન્દ્રીય મહત્વની કામગીરી બજાવી છે, અને આજે પણ બજાવે છે તે સબંધે બે વાત અહીં લખીએ તો અયોગ્ય નહિ કહેવાય. આ સરહદના પ્રદેશથી ઐતિહાસિક દૃષ્ટિએ આપણને ઘણું મોટું સ્થાન

પ્રાપ્ત થયુ છે અને આગળ શુ થશે ? કોને ખબર છે કે આજ નેનુ મરખુ દેખાતુ સસ્થાન દુનિઆમા સૌથી શ્રેષ્ઠ નહિ ગણાય ? પણ આજ તે કાઈ કહી શકાય નહિ કાળજ એ બાબતનો નિર્ણય કરી શકે !

**રાજ વ્યવસ્થા** દેશ માગી લોકોના સબધમા અફઘાન સરકારના મનમા જે અવિશ્વાસ ઉત્પન્ન થયો, તેથી અફઘાન દેશ અમારે બળાત્કારે છોડી દેવો પડયો અને તેટના કારણથી તે દેશનો અમે માત્ર થોડોજ. વખત રહી શકયા પરિણામે રાજદ્વારી અને શિક્ષણ સસ્થાનો અભ્યાસ રવાની તેટલા ટૂકા સમયમા અમને તક મળી નહિ કાબુલમા રહેવનુ ભાગ્ય અમારામાથી ઘણાના નમીબમા ત્રણ દિવ સથી વધારે લખેલુ ન હતુ એને અફઘાનિસ્થાનની રાજ્ય પદ્ધતિ સબધી કિંવા ખુદ અફઘાનિસ્થાન સબધી અમે કાઈ ચોક્કસ અભિપ્રાય બાધી શક્યા નહિ

પછી અમને કેટલા અફઘાન મિત્રો સાથે સબધ થયેલો, તેના ઉપરથી અમારા સમજવામા આવ્યુ કે અફઘાનિસ્થાનમા જાગીરદારી પદ્ધતિ કિંવા ઈનામદારી પદ્ધતિ નથી અફઘાન સરકારે નીમેલા ગવર્નર અને મિરઝા મારફત દેશનો બધો રાજકારભાર ચાલે છે અને તેજ સર્વ રીતે જવાબદાર છે અમીર સ્વતત્ર સત્તાધીશ રાજા હોવા છતા ઘણો પરોપકારી રાજા છે તે રાજા હોવા છતા જુદા જુદા ખાતાના મુખ્ય અમલદારોની વખતોવખત સલાહ લે છે અને પછીજ સ્વતત્ર અમલ ચલાવે છે

**ખનિજ, ઉદ્યોગ અને રસ્તા** અફઘાનિસ્થાનમા ખનિજ સપત્તિ પુષ્કળ છે બલ્કે તે કદિ પણ ન ખૂટે એવી છે અફઘાનિસ્થાનમા ખનિજ ધાતુની મોટી મોટી ખાણો છે પરતુ તે બધી ચાલુ નથી અફઘાનિસ્થાનમા અમલખનો એટલો જથ્થો છે કુ

તેટલો દુનિયામાં કોઇ પણ ઠેકાણે નહિ હોય. અફઘાનિસ્તાનમાં લોખંડ છે, જસત છે, સીસું છે અને પુષ્કળ પ્રમાણમાં પથ્થરીઆ કોલસા પણ છે. એના ઉત્તર ભાગમાં કપાસ મોટા પ્રમાણમાં પાકે છે.

અફઘાનિસ્થાનમાં ઔદ્યોગિક કારખાનાં બિલકુલ નથી, એમ કહીએ તો ચાલે. આખા દેશ ખેતીમંદો છે; અને ઘેટાં પાળવાનો ધંધો પણ ચાલે છે. કેટલાક લોકો વણાટનો અને હથિયાર બનાવવાનો ધંધો કરે છે. ત્યાં ફળફળાદિ અને ઉંચી જાતના ચોખા પુષ્કળ થાય છે. અફઘાનિસ્થાનમાં એવા હજારો લોકો છે, કે જેમને અર્વાચીન સુધારાનો જરા પણ વા વાયો નથી. અવર જવરની બાબતમાં અફઘાનિસ્થાનને હજી ડુંગરી રસ્તાનોજ આશરો લેવો પડે છે. ત્યાં મોટા ધોરી રસ્તા નથી. વેપારની ચીજો લઈ જવા લાવવાનાં સાધનોમાં ગધેડાં અને ખચ્ચર છે અને તેના પરજ બધો વ્યવહાર ચાલે છે. અફઘાનિસ્થાનમાં અદ્યાપિ રેલ્વે રસ્તા કે ભારદારી રસ્તા બનાવેલાં નથી.

ઇ. સ. ૧૯૨૦ ની સાલ સુધીમાં અફઘાનિસ્થાનનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પણ તાર યંત્રનો પ્રચાર થયેલો ન હતો. મોટાં મોટા શહેરોમાં માત્ર ટેલિફોન છે અને તેનો ઉપયોગ પણ ઠીક થાય છે. 'ટિલફુન'નું નામ સાંભળતા જ મિરઝાને ઘણો આનંદ થાય છે.

**સ્વભાવ ભેદ**

અફઘાનિસ્થાન તળના લોકો અને સરહદ પરના લોકોના સ્વભાવમાં ઘણો ફેર છે, સરહદ પરનો અફઘાન તદ્દન જુદોજ માણસ જણાય છે. બંનેમાં જો કોઈ વાન સામાન્ય દેખાતી હોય તો તે વેરવૃત્તિ અને હલકા વેતરાં કરવાની હોસ! સરહદ પરના અફઘાન કરતાં અફઘાનિસ્થાન તળના અફઘાનોમાં મેમાનગીરીની વૃત્તિ તેમજ ડહાપણ—એ બે ગુણ વધારે જોવામાં આવે છે. અફઘાનિસ્થાનની ભૌગોલિક રચના કુદરતી રીતે એવી છે કે

અફ઼ઘાનિસ્થાન પર રાજ્યને ચડી આવવુ અશક્ય છે અને તેથી કરીને લે । પરદેશીઓના હરવાથી નિર્ભય છે જો કે અફ઼ઘાન લોકો સુન્ની પથના મુસલમાન છે, તોપણ તેમને ધર્મ કરતાં પોતાના રાષ્ટ્ર પર–દેશ પર વધારે પ્રેમ છે ધર્મ કરતા રાષ્ટ્રને તે વધુ માન આપે છે તેઓ પહેલુ રાષ્ટ્ર પછી ધર્મ માને છે પ્રથમ મુસલમાન અને પછી અફ઼ઘાન કહેવડાવવુ તેમને બીલકુલ પસદ નથી પ્રથમ તેઓ પોતાને અફ઼ઘાન કહેવડાવે છે અને પછી મુસલમાન કહેવડાવે છે મુસલમાન પ્રથમ કહે તે તેમને ઓછુ આવે છે। તેમની અતરની અને બહારની દૃષ્ટિ રાષ્ટ્રીય છે તેમનો આત્મ રાષ્ટ્રીય છે હૃદય રાષ્ટ્રીય છે, બીજુ કાઈ તે જાણતા નથી અફ઼ઘાન લોકો એકલપેટા નથી પરાપૂર્વથી ચાલતા આવેલા સગઠનના તત્વ પર તે પોતાના ભોગ કાર્યો પાર પાડે છે વ્યક્તિ સ્વાતન્ત્ર્ય તેમને પ્રિય નથી પણ સમાજ સત્તાની પદ્ધતિ ઘણી પસદ છે અનતથી ચાલતી આવેલી સામાજિક વ્યવસ્થા પર તેમને ભારે પક્ષપાત છે

જો કે હુ તો રાજસત્તાક તત્વોનીજ વિરુદ્ધ છુ, તો પણ અમીરના સદ્ગુણોનુ વર્ણન કર્યા વગર

**અમીર સાહેબ** મારાથી રહેવાતુ નથી અમીર બાદશાહ ઘણા સાદા હતા તેમનો પરિવેશ પણ સાદો હતો. અમારી અમીર સાહેબ સાથે મુલાકાત થઇ ત્યારે એ રાજા હશે એવો અમને જરા પણ ખ્યાલ ન આવે, રાજાપણુ દર્શાવનારુ એક પણ ચિહ્ન તેમના શરીર ઉપર નહતુ તેમનો પોશાક કીમતી નહતો તેમ શરીર પર એક પણ દાગીનો નહતો તેમણે તે વખતે સાદો કોટ પહેર્યો હતો અને માથા પર એક ભારી ઉનની મુસલમાની ઉચી ટોપી પહેરી હતી. અમારુ સ્વાગત કરતી વખતે અમારી સાથે વાતચીત કરતા તે દરબારી ભાષ

વાપરવાને બદલે હંમેશની સાદી ભાષામાંજ બોલ્યા. તેમણે અમારી સાથે દિલ ખોલીને વાત કરી. કોઈ પણ જાતનો અંતરાય રાખ્યો નહિ. તેમનો "બ્રેધરન" શબ્દ જે અમારા હૃદયના ઉંડાણમાં જઈ ચોંટયો છે, તે અમારા મન પરથી કદિ ભૂંસાવાનો નથી. એ શબ્દમાં રહેલી સહાનુભૂતિ આજે પણ અમારા હૃદયને પીગળાવે છે. હિંદુસ્થાનના સાધારણ અમલદારના મોંમાંથી પણ આવા આદર માનભર્યા શબ્દ કદિ સાંભળવામાં આવતા નથી. બલ્કે તેવી કલ્પના કરવી પણ ફોગટ છે. આટલી સાદાઈ, આટલો વિનય અને આટલું ઉદાર હૃદય હિંદુસ્થાનમાં જડવું મુશ્કેલ છે. હિંદુસ્થાનના રેલ્વે ટિકિટ કલેક્ટર કિંવા ગાર્ડનું પણ ઉછાંછળાપણું ઈરાનના શાહ–કાઉ કરતાં, કે કાજ કુલ્હાર કરતાં વધારે હોય છે, પછી બીજાઓની સરખામણીની તો વાતજ શી કરવી ?

**એમની સુજનતા**

વિદ્યમાન અમીરની કારકીર્દિમાં અફઘાનિસ્થાનની સર્વ દિશામાં સુધારણા થઇ છે. ઘણીવાર અમીર બાદશાહે જાહેર કર્યું છે, કે લોકોને જો પ્રજાસત્તાક પદ્ધતિ જોઇતી હોય તો તેમાં મારી પૂરેપૂરી સંમતિ છે. હું પ્રજાની ઇચ્છાની વિરૂદ્ધ નથી. ખરેખર અમીરની સુજનતા, ઉદારતા અમને ઘણી વખાણવા જોગ લાગે છે. અમે તેમના પર તદ્દન મુગ્ધ થઇ ગયા તેમની સહુકાઈભરી વર્તણુંકને વિશે અમારા વચ્ચે કેટલાય વખત સુધી વાતચિત ચાલ્યાજ કરી.

**હિજરતીઓની ગેરવર્તણુંક**

અફઘાનિસ્થાનમાં અમીરે અમારી સાથે કેવું વર્તન ચલાવ્યું, અને સારી કિંવા નરસી વર્તણુંકનાં ક્યાં ક્યાં મુખ્ય કારણો બન્યાં તેનો ટૂંકામાં સારાંશ આપી આ ભાગ હવે પૂરો કરીશું.

(૧) અમીરની સરકારને પોતાની પ્રજાની રાષ્ટ્રીય ભાવના બદલાઇને પેન–ઇસ્લામીઝમમાં રૂપાંતર થાય

એ પસંદ પડયું નહિ અફ્ઘાનિસ્થાનની રાષ્ટ્રીય ભાવનાને પેન ઇસ્લામીઝમમાં ફેરવવાને અમીર બીલકુલ તૈયાર નહતો અને દેશત્યાગી લોકો તો તે ચળવળના પ્રચારક અને ઉત્તેજક હતા એમ સાબીત થયું હતુ

(૨) હિજરત જેવી સામુદાયિક ચળવળમાથી હિંદુસ્થાનના અને અન્ય રાષ્ટ્રોના ગુપ્તચરો અફ્ઘાનિસ્થાનમા દાખલ થઈ જતા હતા. અને અહીંની બાતમીઓ ત્યા પહોંચાડતા હતા તે લોકો કોણ કોણ હતા તે કડક નીતિનો ઉપયોગ કર્યા વિના સમજવું અશક્ય હતુ તેથી અમીરે કરેલો ન્યાય, કિંવા આપેલો હદપારીનો હુકમ બરાબર્જ હતો તે ગુપ્તચરોને લીધે અમને જેલ જાત્રા મળી.

(૩) ઘણા દેશત્યાગી લોકોએ સરકાર સાથે પોતાનુ વર્તન પહેલેથી અનાદર અને બેદરકારીભર્યું રાખ્યુ હતુ. તેથી પણ અફ્ઘાન સરકારનો અમારા પર રોષ થયો ખરીતા પર ખરીતા મોકલી અફ્ઘાન સરકારને પોતાનામા રહેલા ઉત્કૃષ્ટ ગુણોનું મુહાજીરીનીઓએ જે પ્રદર્શન કર્યું, તે અમીરના ન્યાયનુ સમર્થન કરતું હતું તેનો થોડોક નમુનો અહીં આપીએ છીએ

**ઉદ્દંડપણાના શબ્દો.** તુર્કસ્થાન જતા અમને અટકાવે એવી એક પણ શક્તિ આ ખડમા તો શુ ? આખી પૃથ્વી પર નથી અમીરની સરકાર લુચ્ચી, ઢોંગી અને નાસ્તિક છે" (No power on earth can deter us from going to Turkestan. The Amir's Government is hypocritical.)

ઉપરના જેવા ગર્વિષ્ટ વચનો સ્વદેશના રાજકર્તાની વિરુદ્ધ ગન્ત્યકર્તાના મોએ કોઇએ કહ્યા હોય તો પવિત્ર હિંદુસ્થાનમા તે ક્ષણવાર પણ સહન કરી લેવામા આવત નહિ



# ( ૨ )

અફ્ઘાનિસ્થાનનું પાનાકિસર બંદર અને રશિયન બંદર ટિરમિઝ એ બંને તદ્દન સામસામે છે. **બોલ્શેવિક ભૂમિમાં** પણ તુલનાની દૃષ્ટિએ તેમનામાં બીલકુલ સરખાપણું જણાતું નથી. એક• કિનારે પાનાકિસરનાં જૂની ઢબનાં છાપરીઆં ઘરો, બધો ગામડાશાહી દેખાવ; ને સામે કિનારે ઉંચાં ઉંચાં પ્રાર્થના મંદિરો, આકાશ સાથે વાતો કરતા ઘૂમટ અને ભવ્ય મકાનોનો અપૂર્વ ઠાઠમાઠ માલુમ પડે છે. પાનાકિસર બંદર જોતાં એમ લાગે છે કે પૂર્વની સંસ્કૃતિનું તે આદર્શ ચિત્રજ છે. તેજ પ્રમાણે ટિરમિઝ તરફ નજર કરતાં સૌન્દર્યની શોધમાં પડેલા કોઈક પશ્ચિમના યુવકનું ભાન થાય છે. એ દૃષ્ટિએ પાનાકિસર બંદર એ પશ્ચિમની સંસ્કૃતિમાં પ્રવેશ કરતું મૂળ લાગે છે. ટિરમિઝનો આખો દેખાવજ ચિત્તનું આકર્ષણ કરે એવો છે.

અમે ત્યાં બે મુકામ કર્યા; અને ઘણા આનંદથી અફ્ઘાનિસ્થાનની હદ છોડી. તે વખતે અમને ખરેખર **રૂશિયન સત્કાર** ઘણોજ આનંદ થયો. ટિરમિઝ પહોચતાં લગભગ બે કલાક નીકળી ગયા. ટિરમિઝમાં ઑક્સસ નદીનો પટ બહુજ પહોળો છે તેથી વધારે વખત લાગ્યો. અમારા રશિયન યજમાનો અમારી વાટ જોઈનેજ ઉભા હતા. અમને જોતાં વારનેજ તેઓએ મોટા અવાજે રશિયન ભાષામાં અમારો જય જયકાર કરવાની શરૂઆત કરી. જાણે તેઓ આનંદના પોકાર કરતા હોય એમ લાગતું હતું.

• "જુલમથી ત્રાસ પામેલા લોકોનું ઐક્ય ચિરકાળ રહો. હિંદુસ્થાનના સ્વતંત્ર થયેલા લોકોને પ્રભુ દીર્ઘાયુષ આપો. સ્વતંત્ર હિંદી લોકો આયુષ્માન્ થાવ! હિંદુસ્થાન ચિરકાળ સ્વતંત્ર રહો! હિંદુસ્થાન લાંબા વખત સુધી સ્વતંત્રતાનું સુખ ભોગવવાને ભાગ્યશાળી થાવ!"

એ ઉપરાંત બીજા પણ આશીર્વાદ તેઓ અમને આપતા હતા. તેમના બધા ઉદ્ગાર રશિયન ભાષામાં નીકળતા હોવાથી તેનો અર્થ અમે સમજી શકતા ન હતા. પણ તેઓ અમારું સ્વાગત કરતા હતા એ જોઇ અમારાથી કેટલાકે વંદે માતરમનો ઘોષ કર્યો. તે સહન ન થવાથી કે શું? પણ અમારામાંના કેટલાક ધર્મઘેલા, બેજવાબદાર ખલાસીઓએ "અલ્લા હો અકબર"ની મોટી ગર્જના કરી આકાશ ગજાવી મૂકવામાં ક્યાસ રાખી નહિ.

**વાજતે ગાજતે**

અમારા ગગ બંદર પર પડતાંજ અમને લશ્કરી સલામી આપવામાં આવી. અમારા રશિયન યજમાનોએ પોતાની સાથે ઘણી ગાડીઓ આણી હતી. તેમનું માનવું એવું હતું કે "આ હિંદી લોક હિંદુસ્થાનથી કેટલે દૂર દેશ આવવાના છે, એટલે તેમની સાથે સરસામાન પણ ઘણો હશે. તેથી તેમને ગાડીઓ જોઇશે." પરંતુ અમારો સામાન ઘણોજ થોડો હતો.

પછી અમે એક ભેજવાળા પ્રદેશ પર થઈ પગથીને રસ્તે ચાલતા ચાલતા શહેરમાં જઈ પહોંચ્યા. આ શહેર પણ બીજાં મોટાં શહેરોની માફક મોટું હતું. તેમાં ભરચક વસ્તી હતી; અને દિવસે દિવસે તેમાં સુધારો થતો જતો હતો. રાજ્યની ક્રાન્તિનું મોજું જો કે થોડાજ વખત પર અહીં આવી ગયું હતું, તો પણ મોટાં મોટાં મકાનોને કાંઈ ધક્કો લાગ્યો ન હતો. ત્યાંના ભવ્ય મકાનો, સ્વચ્છ અને વિશાળ રસ્તા, અને મોટી મોટી સુંદર દુકાનો જોઈ મુંબાઈ કે કરાંચી શહેરનું અમને સ્મરણ થયું.

રસ્તાની બંને બાજુએ એક હથ્થું લશ્કરી સૈન્ય તદ્દન સુવ્ય-વસ્થિત દશામાં ઉભું હતું. અને તે બેંડ વાજું વગાડી અમારૂં સ્વાગત કરતું હતું. વચ્ચે વચ્ચે અમને લશ્કરી સલામી પણ આપ-વામાં આવતી હતી. તે લશ્કરની પાછળ વિશાળ જનસમુદાય જણાતો હતો. તે લોકોનો ઉત્સાહ અવર્ણનીય હતો. સૌના હાથમાં લાલ વાવટા હતા. અને મોંઢે International (આંતર રાષ્ટ્રીય) ગીત–મજૂરોનું ગીત લલકારતા હતા. સો સો કદમ પર રશિયન અને બુખારી વ્યાખ્યાનકારો જુલમથી ત્રાસ પામેલા લોકો સંબંધે વક્તૃત્વ ભર્યાં ભાષણો આપતા હતા, અને પોતાના લોકોને તેમનો પરિચય કરાવતા હતા. "જે ભૂમિમાં ઝારશાહી હેઠળ લોકોના બૂરા હાલ થયેલા તે ભૂમિમાં મજુર અને ખેડુત વર્ગનું સાચું લોકસત્તાક સુરાજ્ય જલદીથી સ્થાપન થાવ" એવી અમારામાંથી કેટલાક જણે અંગ્રેજી અને ફારસી ભાષામાં પ્રાર્થના કરી, તેમના તે મહાન કૃત્ય માટે સહાનુભૂતિ દર્શાવી. કેટલાકે તેમનાં કૃત્યનાં વખાણ કર્યા.

અમારૂં સરઘસ પ્રચંડ હતું. સરઘસના આગલા ભાગમાં સુંદર બેંડ વાગતું હતું. એ રીતે અમને મોટા મોટા રસ્તાઓ ઉપરથી અમારા મુકામે સરઘસના આકારે લઇ જવામાં આવ્યા.

**પ્રમુખશ્રીની મુલાકાત**

મુકામે આવતા પહેલાં રસ્તામાં સોવિએટ સરકારના પ્રમુખ સાથે સોવિએટ સરકારના બીજા પણ અનેક મોટા અમલદારો આવ્યા હતા. પ્રમુખે જાતે ઘણા આદરપૂર્વક અમારૂં સન્માન કર્યું. તે પ્રસંગે અમને ઉદ્દેશીને તેમણે રશિયન ભાષામાં એક લાંબું ભાષણ કર્યું. અને તેનો અર્થ અમને ફારસી ભાષામાં કરી બતાવવામાં આવ્યો. તેનો સાર નીચે પ્રમાણે હતો:—

"સન્મિત્રો ! કદાચ તમને માલૂમ હશે કે થોડાજ વખત ઉપર અમે લોકો ઝારના જુલમ હેઠળ વસતા હતા ઝારની જુલમી સત્તા નીચે ઝારના જુલમ હેઠળ અમે અમારા મસ્તક નમાવી દીધા હતા અમે અમારા ગળામા પરતંત્રતાનો ફાંસો ઘાલી લીધો હતો તે વખતે અમારા લોકના જાનમાલ બીનકુલ સુરક્ષિત ન હતા લોકોને જીવવાનુ પણ અશક્ય થઇ પડયુ હતું અમારા લોકોમા આજે જે દેખાતા તે બીજે દિવસે અકસ્માત્ નાશ પામતા હતા તે ક્યા જતા હતા તેનો કદિ કોઇને પત્તો લાગતો ન હતો જેમણે દેશના કલ્યાણ માટે, તેમજ પોતાના બન્ધુઓના હિત માટે બીડા ઝડપ્યા હતા એવા અમાપ અગણ્ય માણસોના કાયદેસર ગણીને જાહેર રીતે ખૂન કરવામા આવ્યા સેંકડો લોકોને હદપાર કર્યા સેંકડોને સખત થડીમા સૈબિરિયા મોક્લી દીધા અને સેંકડોને જેલમા પૂરી દીધા દેશ છોડી ચાલ્યા જવુ કે સૈબિરિયા જવુ એ વિના અમારે માટે બીજો માર્ગ રહ્યો ન હતો

'મિત્રો ! આવી જાતનો જુલમ આવો બળાત્કાર, દુનીઆમા બીજે ક્યાય પણ તમે સાભળ્યો નહિ હોય અમારા પર કૈસરે જે જુલમ કર્યો છે તેનુ વર્ણન કરવાને અમને શબ્દો જડતા નથી પૃથ્વી પર જુલમ કરવાના જેટના સાધનો હશે તે બધા અમારા પર અજમાવવામા આવ્યા હતા જુલમનો એક પણ પ્રકાર બાકી રહ્યો ન હતો કલ્પનામા પણ ન આવે એવુ અપમાન અમે સહન કર્યું છે તે જુલમનુ સ્વરૂપ મનુષ્યની નજરે જોયુ જાય એમ નથી દેવો કે રાક્ષસોથી પણ જોવાય એવુ નથી

'મિત્રો ! આવુ આવુ કષ્ટ અમારા ભાગ્યમા હતુ પરંતુ હવે અમારી ભાગ્યરેખા અમે બદલી છે અમારૂ નસીબ અમે

કામગારો અને ખેડુતોના સંગઠિત પ્રયત્નોથી ફેરવી નાંખ્યું છે. હવે અમે પોતે અમારા ભાગ્યના નિયંતા બન્યા છીએ. આ બધી ભુમિના હવે અમે માલીક બન્યા છીએ.

"પરંતુ મિત્રો! હજી અમારા શત્રુઓ નાબૂદ થયા નથી. ક્રાન્તિ વિરુદ્ધ જે લોકો હતા તે આજે પણ અમારા જોવામાં આવે છે! ચોમેરથી અમને ઉથલાવી પાડવાના તેઓ સખત પ્રયત્નો કરે છે. ભલે તેઓ તેમ કરીને રાજી થાય! અમને તેની બ્હીક નથી. અમને ચોતરફથી ઘેરીને માર મારવામાં આવે છે તો પણ એ બધી મુશ્કેલીમાંથી અમે ઉગરાજ આવીશું એમ અમારું હૃદય કબૂલ કરે છે. અમારું પ્રજાસત્તાક રાજતંત્ર ઉદયજ પામશે એમાં અમને જરા પણ શંકા નથી. આ સર્વ સંકટો સમય આવે આપોઆપ વિખરાઈ જશે.

"મિત્રો! વિજયરૂપી ટેકો મેળવવાને અમે અમારા હાથ લંબાવીએ છીએ. દુનિયા પર જે જે ઠેકાણે જુલમ ગુજરે છે તે તે ઠેકાણાના જોર જુલમનાં ઉંડાં મૂળ ખોદી કાઢવા માટે અમે બીડું ઝડપ્યું છે. હવે અમારે છેવટ સુધી હળ ખેડ્યાજ કરવું પડશે. કેમકે જોરજુલમનાં મૂળિયાં અમારે આખી દુનિયામાંથી ખોદી કાઢવાં છે. તેમ કરવામાં અમારો જરા પણ સ્વાર્થી હેતુ નથી, પણ અમે અમારી આંતરરાષ્ટ્રીય પ્રતિજ્ઞા પ્રમાણે બંધાઇ ગયા છીએ. બુખારામાં પાછું જોરથી તોફાન શરૂ થયું છે, તેથી દેશનો ટિરમિજ સાથેનો સંબંધ તૂટ્યો છે. બધો વ્યવહાર બંધ પડ્યો છે; પણ તમને દેશમાં પહોંચાડવા માટે અમે બનતી વ્યવસ્થા કરીશું. તેમાં અમે જરા પણ બેદરકારી કરીશું નહિ. ત્યાં જતાં તમને પ્રોલિટેરિયટ લોકોના કાર્યની રૂપરેખાનો ખ્યાલ આવશે. તેમની પદ્ધતિ વગેરે બીજી અનેક બાબતોનો તમને અભ્યાસ કરવો ફાવશે. અને તેના માટે તમને

જોઈતાં સાધનો પણ મળી રહેશે."

આ પ્રમાણે પ્રમુખે ભાષણ કર્યાં પછી અમારાથી બનતો સમયોચિત જવાબ આપી અમે તેમનો યોગ્ય આભાર માન્યો. તે પછી તેમણે અમને ત્રણ ખંડ રહેવાને આપ્યા. તે ખંડો સુંદર રીતે શણગારેલા હતા. તેમાં લેનીન, ટ્રૉટસ્કી, ઝિનોવિવ, કેમેનેવ જેવા મહાન્ ક્રાન્તિકારોની અને બીજા દેશાભિમાની નેતાઓની મોટી મોટી છબીઓ લટકાવેલી હતી. ઠેકાણે ઠેકાણે ક્રાન્તિનાં તત્વોનો ઉદ્દેશ સૂચવતી પ્રચંડ જાહેરાતો ચોંટાડેલી હતી.

**નવરો બેઠો નખ્ખોદ વાળે**

સરકારી મેમાનો તરીકે અમારી ઘણી ઉત્તમ રીતે બરદાસ્ત કરવામાં આવી. માંસ, માખણ, ચહા, પાઉં વગેરે અમને જે જોઇએ તે ભરપૂર મળતું હતું. ખાવાની કાંઇજ કમીના નહતી. પણ સારે ઉદ્યોગ પણ કાંઇ ન હતો. એ નવરાશનો વખત અમને બીલકુલ લાભદાયક ન નીવડ્યો. માણસ ઉદ્યોગમાં લાગેલો હોય છે, ત્યાં સુધી તેને પોતાના કામ વિના બીજી વાતનો વિચાર કરવાનો વખત મળતો નથી; પણ નવરો પડતાંજ તેના મગજમાં શયતાનનું રાજ્ય શરૂ થાય છે. ખાવા પીવાની કાંઇ ચિંતા ન હોય અને કેવળ નવરાશજ હોય તો તેને બીજા વિચાર કર્યાં વિના ચાલતું નથી. આવીજ સ્થિતિ અમારામાંથી ઘણા જણની થઈ. નવરા બેઠા બેઠા કેટલાકના મનમાં તરેહ તરેહના વિચાર આવવા લાગ્યા. ખાવાને મિષ્ટાન્ન અને લાપુસ્કા, અને કામ કરવાનું કાંઈ નહિ—એટલે અમારામા અહંકાર અને તેના મિત્ર દુરાગ્રહે પ્રવેશ કર્યો. તે બંનેએ અમારા મગજમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. મિરઝાનો જુલમ અથવા એવીજ બીજા કોઇની આડખીલી અમારા પર હવે રહી ન હતી. અમે સંપૂર્ણ સ્વતંત્ર હતા; પણ તે સ્વતંત્રતાથી અમારામાંની વ્યવસ્થા, શિસ્ત (Discipline) જતી

રહી. વર્તન, વાણી અને વિચારની સ્વતંત્રતા અમારામાં ઘણી નથી ગઈ હદપાર થયેલી મનિગીનો ડોર્કના પર અમલ ચાને નહિ અને જે તે સ્વતંત્રપણે કામ કરવાને ઉત્સુક !

**ફાટફુટ અને સમજાવટ**

પરિણામે અમારામાંથી એકસંપી જતી રહી. અમારામાં બે પક્ષ પડ્યા એક રાષ્ટ્રીય પક્ષ, અને બીજો ધર્મઘેલાનો પક્ષ રાષ્ટ્રીય પક્ષે ધર્મઘેલા લોકોને દરેક રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તેઓ બીનકુનેહ નીવડ્યા અને અત્યાર સુધી જે માત્ર ધૂમાતું હતું, તેમાંથી હવે ભડકા નીકળવા માંડ્યા રાષ્ટ્રીય પક્ષે તેને હિંદુસ્થાનનું નામ રાખવા માટે અનેક પ્રકારની આજીજી કરી અને તેમને કહ્યું કે "આપણી આ ફાટફુટ બીજ્રોવિજીની નજરે પડતા તેઓ આપણે માટે અને આ પણા દેશને માટે કેવો ખ્યાલ બાંધશે? એથી આપણી કેટલી બધી અપકીર્તિ થશે તેનો વિચાર કરો માત્ર હિંદુસ્થાનના નામની ખાતર પણ આપણે એક થઈ જવાની જરૂર છે' પણ તેમણે અમારું કહેવું સાંભળવાની ઘસીને ના પાડી

**માથાંના ફરેલા–**

આમ અમારામાં સંપૂર્ણ રીતે ભાગલા પડ્યા ધર્મઘેલા માથાના ફરેલાઓએ પોતાનો સ્વતંત્ર પક્ષ સ્થાપ્યો તેઓ અમારી નિંદા કરવા લાગ્યા અમારી બારીમાંથી ચર્ચા જોવા લાગ્યા તેમણે સ્વતંત્ર રીતે ઓવ્શેવિક કોન્સલને મળીને આગળ જવાની તેમજ અનાતોલિયા જવાની પરવાનગી માગવાનો નિશ્ચય કર્યો અ મનદારોએ પણ તેમને સમજાવવાનો બહુ પ્રયત્ન કર્યો તેમને સમ જાવીને કહ્યું કે "બુખારામાં બંડ ઉઠવાથી વ્યવહારના માર્ગ બંધ થયા છે બોરો જતી નથી અને ક્યાંય સલામતી રહી નથી તેથી આગળ જવામાં જોખમ છે" પણ અમારા ધર્મઘેલા બંધુઓના

ધ્યાનમાં તે કાંઈ આવ્યું નહિ.

તેમની ચોક્કસ માન્યતા થઈ હતી કે અમે એમની સામે આ બધું કારસ્થાન કર્યું છે. તેમણે અમારા વિરુદ્ધ દુરાગ્રહ કર્યો. તેમની ખાત્રી થઇ ગઈ કે ઇસ્લામ વિરુદ્ધ અમેજ બોલ્શેવિક અમ-મદારોને ચઢાવી આવ્યા, અમેજ તેમના કાન ભંભેર્યા; "આપણને પરવાનગી ન મળવાનું મૂળ કારણ આ લોકોજ છે." એમ કહી બધો દોષ તેમણે અમારા શિર પર ઢોળી પાડ્યો.

**કુસંપનું કલંક**

ધર્મઘેલાઓની ઘેલછા વધતી જતાં તેઓ અમને વારંવાર સંદેશા મોકલી ડરાવવા લાગ્યા, કે "જો તમે મૂંગે મોંએ અમને આગળ જવાની પરવાનગી નહિ મેળવી આપો તો અમે જાહેર રીતે તમારી સામા પડીશું; માટે જો સલાહ કરવી હોય તો અમારી શરતો કબૂલ કરવા તૈયાર થાવ." જો કે તેમની આવી ધમકીથી ડરી જાય એવો રાષ્ટ્રીય પક્ષ કાંઈ ડરપોક નહતો; પણ તેને એક બાબત માટે ક્ષણે ક્ષણે ખરાબ લાગતું હતું; અને તે અંદર અંદરની ફૂટફાટ! તેને લઇને હિંદુસ્થાનના નામને કલંક લાગતું હતું! હિંદુસ્થાનનું નામ બદનામ થાય એ રાષ્ટ્રીય પક્ષને અસહ્ય લાગતું હતું. તેઓના મનમાં એમ થતું હતું કે રૂશિયન લોકોને આપણી તકરારની જરા પણ ગંધ આવવા દેવી નહિ." આથી તે પક્ષના લોકોએ નમતું આપી પોતાના મિત્રોને મળી જવાનુંજ પસંદ કર્યું. તેમણે સનુકાઈ બતાવી અને શત્રુઓએ રસ્તાનાં બારાં બંધ કર્યાં હોવાનું સાબીત કરી આપવાની પોતાના તરફથી ખાત્રી આપી.

**પડદો ઉંચકયો**

પરંતુ તેમને અમારું દરેક કામ અવળુંજ પડતું હતું. તેઓ કહેતા કે "અમે સમજવા છતાં તમારી વાત અમને કબૂલ નથી." આ-ખરે પ્રમુખ પાસે જઈ અમે ચોકખું

જણાવી દીધું કે અમારામાં બે પક્ષ પડ્યા છે; તેમાંના એક-અમારા-પક્ષને તુર્કસ્થાન જવું નથી, પણ અહીં રહી સોવિએટ સંસ્થાનો અભ્યાસ કરવો છે, માત્ર અમારો બીજો પક્ષ છે તેનેજ આગળ જવાની ઈચ્છા છે." પરંતુ અમારી ફાટફુટની ખબર પ્રમુખ સાહેબને અમારા ધર્મઘેલા ઇસ્લામભાઇઓને -મોએ અગાઉથીજ મળી ગઈ હતી એટલે તેમણે તેમાં કાંઈ નવાઈ બતાવી નહિ.

તેમણે અમને ખુલ્લી રીતે જણાવી દીધુ કે "કાલે જો તેઓ બેઠમાં બેસી નીકળે અને તુર્કોમન લોકોના હાથે પકડાઈ જઈ માર્યા જાય તો તેનો બધો દોષ સોવિએટ સરકારને માથે આવશે. તે માટે તેનેજ જવાબદાર ગણવામાં આવશે."

અમે પ્રમુખે કરેલો ખુલાસો અમારા ધર્મચુસ્ત નેતાઓને કહી સંભળાવ્યો પણ તેમની બુદ્ધિ એટલી બહેર મારી ગઈ હતી કે અમારા કહેવા પર તેમણે કાંઇ ધ્યાનજ આપ્યું નહિ.

**સીધા પહોંચ્યા**

બીજે દિવસે તેઓ પાછા પ્રમુખ પાસે ગયા અને જણાવ્યું કે "તુર્કોમન લોકો મુસલમાન કોમનાજ છે, અમારા ઇસ્લામ ભાઇઓ છે, તેથી તેમના તરફથી ભય પામવાનું અમારે કોઈ કારણ નથી. અમે ને તે એકજ છીએ, પછી શી ફિકર છે?'

પ્રમુખને આ વાત સાંભળી એકદમ ધ્રાસ્કો પડ્યો. "શું, આ તુર્કોમનોના મિત્રો છે—તે તો અમારા શત્રુ." તે લોકોને આ લોકો પોતાના મિત્રો ગણાવે છે એવું જોઇ તેને ઘણી નવાઇ લાગી. તેણે તેમની પોતાની જવાબદારી પર જવાની તેમને પરવાનગી આપી.

તે પછી અમારો વારો આવ્યો. અમે કહ્યું કે માર્ગ પૂરેપૂરો મોકળો થતા સુધી અમે અહીંથી ખસવાના નથી, અમને અમારા મિત્રો સાથે બીલકુલ જવાની ઇચ્છા નથી.

પણ પ્રમુખે એક બાબત તરફ અમારૂં ધ્યાન ખેંચતાં જ-ણાવ્યું "તમારૂં કહેલું મારે કબૂલ છે; હું તમને અહીંજ રાખીશ, અને બીજી ટુકડીને આગળ જવા દઈશ. પણ તેના પર કદાચ કાંઈ આફત આવશે અગર મરવાનો વારો આવશે તો અમારૂં કેટલું ખોટું દેખાશે? હિંદુસ્થાનમાં રૂશિયા માટે કેવી ગેરસમજુત થશે? તમારા હિંદીભાઇઓ રૂશિયાને જરૂર દોષ આપશે? તેઓ અમને ખુલ્લેખુલ્લું કહેશે કે "પેનઈસ્લામીસ્ટ લોકોની ચળવળ રૂશિયાને નાપસંદ હોવાથીજ તેણે અમારા ધર્મભાઇઓને અનાતોલિયા મોકલ્યા. આવું જોખમ રૂશિયા શા માટે માથે લે?"

આથી અમારા બીજા પક્ષનુંજ થાય તે અમારૂં પણ ભલે થાય—એવો નિર્ણય કરવામાં આવ્યો; અને અમારૂં નસીબ અમે તેમની સાથે જોડયું. તેમની સાથે ગયા વિના અમારે બીજો રસ્તો ન હતો. અમે ઉપડવાનું નક્કી કર્યું. પણ તત્કાળ ઓરો ન મળવાથી કેટલાક દિવસ અમારે ત્યાંજ રોકાવું પડયું. તે મુદ્દત દરમ્યાન રૂશિયનોમાં ભળવાની અને તેમની એકંદર પરિસ્થિતિનો અભ્યાસ કરવાની અમને સારી તક મળી.

**રૂશિયન સિપાઈ**

પ્રથમ તો અમને રૂશિયન લશ્કરના પોશાકની નિરર્થકતા—જડતા જણાઈ. સીપાહીઓનો પોશાક વ્ય-સ્થિત ન હતો. એકસરખો (Uniform) પણ ન હતો. બધો પોશાક ઢીલો અને પહોળો બોજ હતો. તેમની ટોપીઓ ભમ્મરો સુધી આવતી હતી. બધાજ સીપાહીઓમાં એવો પ્રકાર જોવામાં આવતો હતો. આ જોઇ અમને બહુ નવાઇ લાગી. પણ પછી અમને સમજાયું કે એ લશ્કર સામાન્ય મજુરો અને ખેડુતોનું બનેલું હતું. ઝારનું લશ્કર નાશ પામવાથી હાલ તેની જગાએ આ લશ્કરથી ચલાવી લેવામાં આવતુ હતું. વળી થોડાજ વખત પર લડાઈ થઇ જવાથી તેમજ

જોઈએ તેવા ઉદ્યોગ ધંધા ચાલુ થયેલા ન હોવાથી લશ્કરનો પોશાક' એકસરખો કરી શકાયો ન હતો. કપડા પૂરા પાડવાનુ નવીન સરકારને જરા કઠિન થઇ પડયુ તેથીજ આવી સ્થિતિ થઈ હતી

પરતુ મોટા આશ્ચર્યની બાબત એ બની કે ત્યાર પછી છ માસની મુદતમાજ બધી પરિસ્થિતિ બદલાઇ ગઈ તે પછી રશિયાના જોગનુ તાલિમ પામેલુ લશ્કર બીજુ ભાગ્યેજ હશે એમ અમને લાગ્યુ વ્યવસ્થા અને બદીમસ્ત રશિયન લશ્કરમા પહેલા નબરના જોવામા આવ્યા

**ક્રાન્તિના કારણો**

પ્રમુખ સાથે અમારૂ જે સભાષણ થતુ હતુ તેમા તેમને એક દિવસ અમે ક્રાન્તિના કારણો પૂછતા તેમણે કહ્યુ "મિત્રો, જ્યારે તમે અમારા દેશની અદર પ્રવેશ કરશો, ત્યારે તમને વધારે ખ્યાલ આવશે. છતા હુ તમને કેટલાક કારણો ટૂકમા કહુ છુ પહેલાના અમનની વાત યાદ આવતા આજે શરીરમા કપારી આવે છે રશિયન પ્રજાનુ નસીબ તે વખતે વિચિત્ર હતુ રશિયાનો ભવિષ્ય કાળ ઘણો ભયકર હતો. મહા યુદ્ધના ૯ ના સમયમા ખેડુતોમાથી લશ્કર ઉભુ કરવામા આવ્યુ તેમને બળાત્કારે સીપાહી બનવાની ફરજ પડી તેમના હાથમા હથીઆરો તરીકે બદુકો કે તલવારો નહિ પણ લાકડાના દડા આપવામા આવ્યા હતા. તેમને શત્રુ સામે ઉભા રહેતા આવડતુ ન હતુ જર્મનીની યાન્ત્રિક તોપો સામે તેમની પલટણોની પલટણો જવા લાગી અને એક ક્ષણ વારમા તેઓ બિચારા જમીન પર મુડદા થઇને પડવા લાગ્યા જર્મનીના મનુષ્ય ઘાતક યત્રો હેઠળ ઘાસ કપાતુ હોય તેમ તેઓ કપાવા લાગ્યા રશિયાની સર્વ પલટણો જર્મનીએ સાફ કરી નાખી

'ત્યારે આખા દેશમા ખેડુતોને અને લશ્કરને શાતિની જરૂર

**ઝાર સાહેબના નાચરંગ**

હતી. આખો દેશ શાંતિ માટે ઉત્સુક હતો. પરંતુ ઝારે શાંતિ સ્થાપવાને બદલે લોકોને વધારે ભડકાવ્યા. તેણે ગરીબ લોકોની કતલ તેવીજ ચાલુ રાખી. સીપાહીઓ કડકતી ઠીથી અને તોપોના મારથી ખાઈમાં મરણ પામતા હતા, તે ખતે મોસ્કોમાં નાચરંગ ચાલતા હતા. રંગભૂમિ પર ગાનતાનની હાર ઉડતી હતી. શેમ્પેનના બાટલા ને બાટલા ખાલી થતા હતા; ને પર્શિયન વારાંગનાઓના નૃત્યમાં ઝાર અને તેનો અધિકારી વર્ગ ાતાનું દેહભાન ભૂલી ગયો હતો.

ગામડાંમાં અને પરાંમાં દુઃખની છાયા પ્રસરી હતી. લોકો યભીત થયા હતા. સગાં સંબંધી, બાપ, ભાઈ લડાઈમાં ખપી જ- ાથી સેંકડો કુટુંબોની આંખોમાંથી રડી રડીને આંસુ ખૂટી ગયાં નાં. લડાઈમાં તેમના સંબંધીઓ મરણ પામવા છતાં મોસ્કોના રાજભવનમાં અને હોટેલોમાં દિવાળીના જેવી રોશની થઈ રહી હતી. તે વખતે ત્યાં વિલાસ અને રંગરાગનું પૂર આવ્યું હતું. રાજ- શાહી એશઆરામમાં સૌ ગરક થઈ ગયા હતા.

**નીચી બોરડીને સૌ કો ઝુડે**

રાજાની સ્વતંત્ર સત્તા, નિરંકુશ સત્તા લોકોના માન ભરતઓ જાળવવા ઉપરજ ટકી રહે છે. લોકો નમ્ર યતા જાય છે, તેમ તેમ તે નિરંકુશ સત્તા ચિરકાળ માટે જડ ઘાલે છે. લોકોની નમ્રતા; ભોંયે નાક ઘસવા સુધીની નમ્રતાજ, સુલતા- નશાહી કિંવા સોટાશાહીના અસ્તિત્વનું મુખ્ય કારણ છે. પ્રજાની સહનશીલતા પરજ રાજ્યો ટકે છે; અથવા નાશ પામે છે.' નિરંકુશ રાજ્ય સત્તાના ઝુમ્મર હેઠળ વધારા પડતી સહનશીલતા વિના બીજું કાંઈજ હોતું નથી. તે જુલમ લોકોથી સમજાતો નથી. પ્રજાની સહન- શીલવૃત્તિજ જુલમનો આવરદા લંબાવે છે; પરંતુ તે સહનશીલતાની

પણ હદ અવધિ હોવી જોઇએ જ્યા સુધી પ્રજા પોતાના મસ્તક ઉંચા કરે નહિ ત્યા સુધીજ નિરંકુશ સત્તાનો બોજો તેના પર લાદી શકાય છે પણ જ્યારે પ્રજા સામી થાય છે, ત્યારે તે નિરંકુશ રાજ્યસત્તા ધૂળમા મળે છે તેના ચૂરેચૂરા થઇ જાય છે અમારે ત્યા પણ એમજ બન્યુ પ્રજાવર્ગને જ્યારે જુલમ અસહ્ય લાગ્યો ત્યારેજ તે જુલમનો અત આવ્યો પ્રજાએ નિરંકુશ રાજ્યસત્તાની ધૂળધાણી કરી નાખી લોકોએ જ્યારે તે કદિ નહિ અનુભવેલી, અપૂર્વ સ્વતંત્રતા પ્રત્યક્ષ જોઈ ત્યારેજ તેમની આખો ઉઘડી, તેમણે જુલમ સામે પડકાર કર્યો કામગારો કારખાનામાથી બહાર નીકળી પડ્યા ખેડુતો ખેતરોમાથી બહાર નીકળી આવ્યા કોસેક અને સીપાહીઓએ એકસંપી કરી અને તે ભૂગી પ્રજાની મદદે દોડી ગયા સૌએ ભેગા મળી છોતરાની માફક રાજસત્તાને ઉડાડી નાખી ઝારને અને તેના અધિકારી વર્ગને ઘાસના પૂળા ફેંકે એમ ફેંકી દીધા”

પ્રમુખનુ આ ભાષણ અમને એક ઉપદેશ રૂપજ હતુ સ્વતંત્રતાનુ ખરૂ સ્વરૂપ અમે ત્યા જોયુ ખરી માનવતાનુ ઉજ્જ્વળ, નિર્મળ કુદરતી સ્વરૂપ અમારી નજર આગળ ખડુ થયુ સ્વતંત્રતામા કેટલી દિવ્યતા છે તેનુ અમને

**સ્વતંત્રતાની દિવ્યતા**

ત્યા સંપૂર્ણ ભાન થયુ જ્યા ત્યા ગરીબાઈ અને દુખી સ્થિતિ હોવા છતા તે લોકો ઘણા આનદમા હતા તેવો આનદ આપણા દેશમા દેખાવો દુર્લભ છે આ સર્વ પરિણામ ક્રાન્તિથીજ આવ્યુ હતુ લોકોના મો પર સંપૂર્ણ સતોષ જણાતો હતો તેઓ તદન નિર્ભય બની ગયા હતા ભાઈચારો એટલે શુ એ તેઓએ પોતાના વર્તનથી અમને બતાવી આપ્યુ જુદી જુદી પચાસ જાતિઓ હોવા છતા તેમનામા એક કુટુબભાવના જણાતી હતી એકમેક સાથે ભળવામા તેમને જાતિભેદ નડતો નહતો કિવા ધર્મનો બાધ આ

વતો નહતો તેમનો ભાતૃભાવ જાતિ અને ધર્મ કરતાં આગળ વધેલો હતો દરેક જન્તુને બૃહસ્પતિના જેવી વાચા ફૂટી હતી સ્વતંત્રતા રૂપી અમૃતનો પ્રવાહ વહેલા માંડ્યો હોવાથી તેમનામાં નવચેતન આવ્યું હતું તેમની નસોમાં તાજું લોહી આવ્યું હતું. તેમનામાં નવા અંકુરો આવ્યા તેમને નવીન હૃદય મળ્યાં દરેક મજુર, દરેક સીપાહી, દરેક ખેડુત, કોઈક કસાયવા ભાષણકારની માફક ઠેકાણે ઠેકાણે અસ્ખલિત વાણીથી ભાષણ આપતો હતો તેની ભાષણશક્તિમાં ઓર જોસ આવ્યું હતું હજારો વર્ષનું બોલવાનું જાણે આજેજ તેઓ બોલી નાખતા હતા

**બોખારાનું પતન**

અમે ટ્રિગમિઝમાં હતા ત્યારેજ બોખારા, જાડેકિમોને—એટલે પ્રગતિ કરનારાઓને હાથ આવ્યાના ખબર અમે સાંભળ્યા તેજ પળે પરેડ ગ્રાઉન્ડ પર વિજયના ઉત્સવ નિમિત્તે એક વિરાટ સભા ભરવામાં આવી બીજે પણ અનેક ઠેકાણે તેવી સભાઓ ભરાઈ. તેમાં વક્તાઓ ફારસી, રશિયન, અઝબેક અને ટર્કિશ ભાષામાં ભાષણ કરતા હતા તેમના દરેક ઉચ્ચારની સાથે તરવારો ઉંચે ઉછળતી હતી આ સભા નહિ પણ રણસંગ્રામજ હશે અને વક્તાઓ નહિ પણ સાચા યોદ્ધાઓજ હશે એમ જોનારને લાગતું હતું. જ્યાં ત્યાં વિજયના ઉત્સવનીજ ધમાલ થઇ રહી હતી એ વિજયના ઉન્માદની કાંઈ સીમા ન હતી એ ઉત્સવ દિવાળી કે દશેરાના ઉત્સવને પણ પાછો હઠાવી દે એવો હતો—એટલું કહેવા ઉપરાંત તેનું વિશેષ વર્ણન થઈ શકે એમ નથી આખું શહેર શણગારવામાં આવ્યું હતું ઠેકાણે ઠેકાણે સોનેરી વાક્યો લખવામાં આવ્યા હતા

પ્રજાનો ઉત્સાહ બેહદ હતો તે ગત્રે બધા થીએટરો—રંગભૂમિઓ વગેરે વ્યાખ્યાનગૃહ બન્યા હતા વાજિંત્રને બદલે જાણે રાત્રિ સુંદર રીતે વાગતી હતી આખી રાત શરાખાનું ખોલવામાં આવ્યું,

જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહ્યો આખી રાત રોશનીની ઝગઝગાટ બન્યા કરી

**આસપાસનો પ્રદેશ** બોખારા પડ્યું હતું તો પણ આજુબાજુનો પ્રદેશ હજી નાદિરિમોના સંપૂર્ણ કબજામાં આવ્યો ન હતો તે બોખારાના અમીરના તાબાના તુર્કમાન લોકોના કબજામાં હતો દેશ સાથે હજી ગિરમિઝનો વ્યવહાર શરૂ થયો નહતો પહેલાની માફક હજી પણ તે અનગજ રહ્યું હતું

બોખારાના પતનની હકીકત સાંભળી અમારા મિત્રોની ધીરજ ખૂટી ગઈ તેમને સખત આઘાત થયો પેન ઇસ્લામીઝમનો જાણે નાશ થયો હોય એમ તેમને લાગ્યું નાદિરિમોના તાબામાં બોખારા આવે એટલે એ બોલ્શેવિકોના તાબામાં જ આવવા જેવું હતું, અને નાદિરિમો પણ કોણ હતા? તે પણ બોલ્શેવિકોના ભાઈઓ જ ને? અમારા મિત્રો ઘણા ગભરાઈ ગયા

**શુભ સમાચાર** કોઈ બોટ આવતી હોય તો તેની તપાસ કરવાને માટે સવારથી સાંજ સુધી તેમણે બંદર પર પોતાના માણસો મૂક્યા. કોઈને શ્વાસ સરખો લેવા દીધો નહિ આખરે ઑક્સસના ઉત્તર ભાગથી બે મોટી હોડી સામાન લઈ ગિરમિઝ આવતી હતી તેને દૂરથી દેખનાર અમારા ધર્મબંધુઓના જાસૂસો સહેજ શ્વાસ પણ ન લેતાં દોડીને પોતાના દોસ્તો પાસે આવ્યા અને તે શુભ સમાચાર જણાવ્યા હોડીઓ દેખાતી હતી કે મોજાં દેખાતાં હતાં એ પણ તેમણે જોયું નહિ પણ ખરેખર તે હોડીઓ જ હતી અને ગિરમિઝ જ આવતી હતી આગળ ઘણો ભય હોવાને લીધે હોડીવાળાએ કચકચાવીને ભાડું કહ્યું અને અમારા પેન ઇસ્લામી ભાઈઓએ તે કબૂલ કરી બે હોડીઓ ભાડે લીધી પણ ગિરમિઝના [illegible] ગનના ભાઈઓએ

ભાડાની મોટી રકમ પોતે ભરી દીધી, એટલુજ નહિ પણ અમારી સાથે ચાર દિવસ પહોંચે એટલો ખોરાકી સામાન તેમણે બધા ગો ખિનામ લાપુન્ના પુષ્કળ આપ્યા વાસ્તવિક રીતે ગિરમિઝથી તુર્ક જવામા લગભગ બે દિવસનો રસ્તો હતો છતા મગન અને માખણ પણ ખૂબ આપ્યા હતા આવી રીતે ગિરમિઝના અમનાગેએ અમારૂ સ્વાગત કરી અમારી રજા લીધી

**રિરમિઝ છોડયુ** અમે ઘણી નામરજીથી ગિરમિઝ છોડયુ કેમકે અમારા ભાઇઓએ અમને તેમ કરવાની ફરજ પાડી ખરી રીતે અમારે રૂશિયન રાજ્ય ક્રાન્તિનો અભ્યાસ કરવાનો હતો તેથી ત્યાજ અમારે રહેવાનુ હતુ પણ અમારા મિત્રોએ તેમ રહવા દીધુ નહિ તેમના સમ્મા તેમને કોઈ ભાગી ર જોઇતા હતા અમને જેટલી રૂશિયન રાજ્ય ક્રાન્તિનો અભ્યાસ રવાની ઉત્સુ તા હતી તેટલીજ ઉત્સુકતા એ લોકોને અનાતોલિયા જઈ તુર્કો સાથે ધર્મયુદ્ધમા સામેલ થવાની હતી પરતુ તેમા એ નેઠાનોજ વિજય થયો અને અમારે તેમની સાથે હોડીમા જવાની ફરજ પડી

અમારા અવિચારી મિત્રોના નાદે અમે જાણીબુઝીને પોતાની જાત પર સફ્ટ વહોરી લઇએ છીએ એવુ જોઈ અમને બદર પર વળાવવા આવેલા કેટલાક રૂશિયન મિત્રોની આખમા આસુ આવ્યા અમારા પર કરી આફત આવતી તેની તેમને સારી કલ્પના હતી પણ તે અમારા પેન ઇસ્લામી ભાઇઓને ન હતી ગિરમિઝમા અમારા માટે હિંદી જનતાને માટે ખૂબ અભિપ્રાય ઉત્પન્ન રી આખરે અમે ગિરમિઝ છોડયુ ખનામીઓએ સુકાન હાથમા લીધા અને ઓક્સસના ઉંડા પાણીના પ્રવાહમા પ્રવાસ કરી અમે બીજે દિવસે સવારમા ગિલિફ જઈ પહોચ્યા

તે ઠેકાણે કેટલાક બુખારી સુવા અમારી નજરે પડ્યા તેમણે

એવો સફેદ પોશાક પહેર્યો હતો કે રાતને
**મુલ્લાંના પરોણા** વખતે જો તે અમારા મિત્રોની નજરે પડે
તો તેઓ ઓકસસના શાંત પ્રવાહમાં ચપોચપ ભુસકાજ મારે ! કારણ કે તે સફેદ પોશાક પિશાચ જેવો લાગતો હતો. તેમના ઝભ્ભા પણ તેવાજ હતા પણ સારા નસીબે અજવાળુ પુષ્કળ હોવાથી તેઓનો આપઘાતનો પ્રસંગ ટળી ગયો

અમે મિનિક ઉતર્યાં અને તેજ મુલ્લાંને ત્યાં મુકામ કર્યો, ત્યાં અમારા મિત્રોના મેમાન તરીકે અમારી સારી બરદાસ્ત કરવામાં આવી, પણ મુલ્લાંની નજર અમારા સંબંધમાં શકાશીલ જણાતી હતી અમારા માટે તેને વિશેષ માન હોય, એમ જણાતું નહતુ, પરંતુ તેનાથી અમારૂં કાંઈ નુકશાન થઈ શકે એમ ન હતું.

બપોરના અમે મિનિક છોડયું અને તુર્કીનો પ્રવાસ શરૂ કર્યો પેટ ભરીને જમેના હોવાથી અમારા મિત્રો ઘણા આનંદમાં હતા તેઓ ગાતા હતા અને નાચતા હતા તેમનું તે નૃત્ય અને આનંદ જોઈ અમને "ટ્રેઝર આઇલેંડ" ના એક ખલાસીની ટોળીનું સ્મરણ થયું

અત્યાર સુધી બધું બરાબર હતું સર્વ કાંઈ અનુકૂળ હતું પણ આગળ જતાં પાછા આફતમાં પડવાનું
**અજાણી આકૃતિઓ** હતું એ વાત કોઇના ધ્યાનમાં આવી નહિ
ત્યાં તો બધો પ્રદેશ ભયાનક હતો. સૂર્ય આથમ્યા પછી દૂર અંધકારભર્યાં ઝાંખા અજવાળામાં અમારી હોડી પરના માણસોને કિનારા પર કેટલીક આકૃતિઓ ઉભેલી જણાવા લાગી તે આકૃતિઓ અમને કિનારા તરફ બોલાવતી હતી તેઓએ વાળની લાંબી ટોપીઓ અને પહોળી ઈજાર પહેરી હતી એવી એ કાળી મૂર્તિઓ કિનારા પર અમારી વાટ જોતી ઉભી હતી. તેમનામાં અંદર અંદર કાંઈક વાતો ચાલતી સંભળાતી હતી તેમની

ભાષા અમને બીલકુલ સમજાતી ન હતી, તે જોઇને અમારાં પેન ઇસ્લામી મિત્રોએ ખુલાસો કર્યો કે એ લોકો આપણું સ્વાગત કરવાને માટેજ ઉભા છે; પરંતુ અમારા તુર્કી મિત્રોએ કહ્યું કે એ તુર્કોમન લોકો છે અને આપણને કિનારા તરફ બોલાવે છે. તેઓ પોતાની ભાષામાં આપણને સમજાવે છે કે "આગળ ન જશો, ત્યાં ભય છે."

**તુર્કોમનોને કબજે**

અમે કિનારાની નજીક જવા લાગ્યા તેમ તેમ અમારી બોટ પરના તુર્કોનાં અને ટર્કોલોનાં મોંઢાં નિસ્તેજ થવા લાગ્યાં. કિનારા પરના તુર્કોમનો અમને કિનારે કેમ બોલાવતા હશે અને કયું સંકટ આવવાની ધાસ્તી બતાવતા હશે તેની અમને કાંઈ સમજણ પડી નહિ. ક્ષણે ક્ષણે અમારા ટર્કોલ મિત્રો વધારે વધારે ફિક્કા પડવા લાગ્યા. આખરે અમે તેમને કિનારા તરફ બોટ લઈ જવાની ના પાડીએ તે પહેલાં તો તેમણે તે કિનારા પર લાવી મૂકી. આ વખતે સારી પેઠે અંધારૂં થયું હતું. કિનારા પર ઉભેલા તે વિલક્ષણ દેખાવના તુર્કોમનો ચપોચપ અમારી હોડીઓમાં ઘુસ્યા; અને અમને એક પછી એક સવાલ પૂછી ગભરાવી નાંખ્યા, અમને તેમની ભાષા બીલકુલ સમજાતી નહિ હોવાથી અમારી હોડીઓમાં જે તુર્કો હતા તે દુભાષિયા થયા; અને અમારા વતી તે લોકોને જવાબ આપવા લાગ્યા. તુર્કોમનોએ અમારા પ્રત્યે ચલાવેલું ભૂલભૂલામણી ભરેલું વર્તન જોઈ અમારામાં કેટલાકે તર્ક કર્યો કે આપણે હવે આ લોકોના કેદી બન્યા છીએ એમાં શંકા નથી.

પણ તે તર્ક અમારા પેન ઇસ્લામી ભાઇઓને જરા પણ સાચો ન લાગ્યો. તે બડાઈ મારી ઉલટ કહેવા લાગ્યા કે "હવે અમે તુર્કોમનોની હદમાં આવ્યા છીએ, અમારા પેન ઇસ્લામી મિત્રોના આશરા નીચે આવ્યા છીએ! અમને અમારા ધર્મબંધુઓ

મળ્યા છે, પછી શાની બીક છે? હવે અમે અમારા ધર્મબંધુઓને વની બુખારી જાડેદિસો સામે લડીનું, અને તેમને હરાવી તુર્કીમ નોને યશ અપાવીશું જાડેદિસો બોલ્શેવિકોના ભાઇજ છે હવે અને તુર્કીમનોના સંરક્ષણ ફેરજ આવ્યા છીએ એટને અમારે ડગવાનું કારણ નથી"

અમને તેમના આ વિચારો બરાબર લાગ્યા નહિ તેમની ચતુરાઈ અને મુત્સદ્દીગીરીમાં અમારો ફાળો

**દેવ અને રાક્ષસ** આપવાની અમે ના પાડી, અને ચોખ્ખું જણાવ્યું કે જે બોલ્શેવિકોએ અને જાડેદિસોએ અમારા પ્રત્યે મિત્રતાભર્યું વર્તન ચલાવ્યું હતું, જેમને અમારા ધર્મ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ હતી, અને જેઓ અમને ક્ષણે ક્ષણે ઘરના માણસની માફક ઉપયોગી થતા હતા તેમની સામે લડતા કરતા તેમનાજ હાથે મરવું પણ બહેતર છે તુર્કીમનો સાથે તેમની (બોલ્શેવિકોની) સરખામણી કરવી બરાબર નથી એક દેવ છે, ત્યારે બીજા રાક્ષસ છે

આ વખતે રાતના અગીઆર વાગવાની વખત થઈ હતી, અને આવેલા આકસ્મિક પ્રસંગથી અમને

**હર્ષનો વખત?** રાત્રે ખાવાનું મળવાનું મુશ્કેલ હતું અમારી ચોમેર ઘોર અંધારું હતું અમને કાંઈ સૂઝ પડતી ન હતી અમે તેના પર વિચાર કરવા લાગ્યા, પણ ત્યાંયા નિરાશાજ જણાતી હતી. અમારા ભાઈઓ તો સૌ આનંદમાં લીન બન્યા હતા ને ફારસી જાણનારા તુર્કીમનો સાથે કિનારા પર બેસીને મઝાથી ગપ્પા મારતા હતા તેમને ભાવિ સંકટની જરા પણ ચિંતા ન હતી "હર્ષનો વખત એ ગમનો સમયની આગાહી છે" એ સૂત્ર તેમના ધ્યાનમાં આવ્યું નહિ

તે રાત અમને અમારી જિંદગીમાં કદિ ન અનુભવી હોય

**ખાનાતલાસી** ગણ્યા કે હિંદુસ્થાનની જેલોમાં થતી સાંજની ગણત્રી તેના આગળ શા હિસાબમાં? પછી અમારી ઝડતી લેવામાં આવી. પણ અમારા લોકો પાસેથી કાંઇજ જડયું નહિ. ત્યાર બાદ તેઓએ અમને બંદુકની અણીઓથી અને હાથમાંની ચાબુકથી બેન્નિમ માર માર્યો. અમારામાંનું કોઇ તેમના મારથી બચવા પામ્યું નહિ. તેમના મારે અત્યાર સુધી અત્યંત માન ધરાવના અમારા ધર્મબંધુઓ પણ તે પ્રસાદીથી છૂટ્યા નહિ. અમને કુદીને નાંખવામાં આવ્યા. તેમનો એ કોરડાનો માર પશુઓથી પણ સહન ન થઈ શકે એવો હતો. અમે અમારા ભણતરના દિવસો પણ ભૂલી ગયા. તેમના મારે અમારા મારકણા માસ્તરના મારને પણ ભુલાવી દીધો.

**હેદો અને હાકો** હવે તેમના "**હૈદો અને હાકો**" (ચાલો, આગળ ચાલો. દોડો, જોરથી દોડો, અમારી પાછળ નહિ, સાથે સાથે દોડી આવો) શરૂ થયું. તે લોકો ગધેડાં અને ખચ્ચર પર બેઠેલા હતા અને અમે પગપાળા હતા એટલે અમારા કમનસીબની હદ ન રહી. તેમની પવનવેગી ચાલ સાથે અમારાથી પહોંચી શકાય એમ નહતું. દરેક પળે અમારા પ્રાણ તરસથી વ્યાકુળ થતા હતા, ફટાફટ કોરડા ખાઇ અમારો બરડો વળી ગયો હતો. અમારા આગળ પશુઓને પણ શું હાંકે? અમારામાંથી ચાર જણા રસ્તામાંજ મૂર્છા ખાઈ પડ્યા. પણ કોઈએ જરાયે દયા બતાવી નહિ. અમે તરસથી બહુ અકળાઈ ગયા હતા. છતાં એક ઘૂંટડો પાણી પીવાની પણ તેઓએ રજા ન આપી. માત્ર એક "હૈદો અને હાકો" નો અવાજ સંભળાતો હતો.

અમને આ આફતમાંથી છોડવવા કોઇ આવ્યું નહિ. જ્યાં

પ્રશ્વરેજ અમારો ત્યાગ કર્યો ત્યાં અમારી મદદે આવવાની કોની માએ સૂંઠ ખાધી હોય ? કમનસીબે અમારા બધા પર એકસરખી તરસની આગ વરસી રહી, મૂર્છા પામેલા માણસો પણ અમને આફત રૂપજ થઈ પડ્યા. કેમકે અમે ચાલતા ન હતા પણ દોડતા હતા. અને તેની ઝડપથી તે લોકોને ખાંધ પર લઇ દોડવું મુશ્કેલ થઈ પડ્યું. અમે મૂર્છા પામેલા પૈકી એક જણનાં સોનાનાં બટન કાઢી અમારા ઘોડેસ્વારને આપી દીધાં. એટલે તેણે તેને પોતાની પાછળ ઘોડા પર લઈ લેવાની દયા કરી. પણ પછી તો અમારાં સોનાનાં બટન પણ બળજોરીથી એ લોકોએ પડાવી લીધાં, અને દયા બતાવવાની બાજુએ મૂકી અગાઉ કરતાં પણ વધારે નિર્દયતાથી અમને કોરડા મારવા માંડ્યા. દયા બતાવવાને બદલે અમારા વાંસાની કચુંબર કરવાનુંજ તેમણે ધાર્યું હતું !

પણ મૂર્છા પામેલા મિત્રોને રસ્તામાં પડતા મૂકી અમારાથી આગળ જવાય એમ ન હતું. આખરે

**હાથની પાલખી !** અમે બબ્બે જણે હાથની પાલખી કરી એક એક માણસ તેની પાછળ રહ્યો. આ

આ પ્રમાણે બધા બેશુદ્ધ માણસોને લઇને અમે દોડતા હતા. પણ એટલા ત્રાસથી ક્યાં પતે એમ હતું ? રસ્તામાં બીજી અનેક આફતો અમારી રાહ જોઇને બેઠી હતી. કાળા કાનવાળા ઘોડા ચોમેર દોડવાથી તેમજ અમારા દોડવાથી આકાશમાં જે ધૂળનો ગોટ ઉડતો હતો તેથી આખો રસ્તો અંધકારમય બની ગયો હતો. અમારી તદન નજીકનો માણસ પણ કોણ હશે તે અમારાથી દેખાતું ન હતું. આમાં જરા પણ અતિશયોક્તિ નથી, કેમકે ધૂળના ગોટામાં જે આછું મો દેખાય તેટલા પરથી અમે એકમેકને ઓળખી શકતા ન હતા. માત્ર અવાજ પરથી કાંઇક ઓળખાણ પડતું, પણ તે અવાજ પણ દરેક ક્ષણે ગળું સુકાતું હોવાથી ક્ષીણ થતો જતો

હતો; એટલે તે પણ ખરાબર સાંભળી શકાતો ન હતો.

**પોરેશાળ-તબેલો.** સવારથી સાંજના પાંચ વાગ્યા સુધી અન્નપાણી વિના અમે પચીસ માઈલ ચાલ્યા. એ સંકટ ઘણું ભયંકર હતું. પચીસ માઈલ ચાલ્યા પછી અમને એક ધર્મશાળામાં લઇ જવામાં આવ્યા. અર્ધો અર્ધો પિન્ટ પાણી હાથ મેં ધોવા અમને આપવામાં આવ્યું. તેમાંથી વધે તો તેનાથી અમારી તરસ મટાડવાનો અમને હુકમ થયો. ખાવાનું તો કાંઇજ ન મળ્યું. પછી અમને ગધેડાં અને ખચ્ચર બાંધવાના એક તબેલામાં મુકામ આપ્યો.

તે ઠેકાણે એટલી દુર્ગંધ મારતી હતી, કે તેને સાક્ષાત્ નર્કલોક કહીએ તો પણ ચાલે. ખરેખર અમે નર્કલોકમાં જ આવી પડ્યા હતા. તબેલામાં લઇ ગયા પછી અમારા દરેકને પગે બેડી નાખવામાં આવી. ભીખારીઓની પાસાં ઠોકેલી છાવણીમાં જેમ ઘોડાની પાગા બાંધવામાં આવે છે તેમ અમારી પણ અહીં વલે કરવામાં આવી. જાણે અમે તુર્કસ્થાનનાં ઉંટજ ન હોઇએ ! અમે તેમની પાસે દયાની માંગણી કરતા તો તેના જવાબમાં તેઓ અમને ફટાફટ કોરડા મારતા હતા. પણ તે સદ્ભાગ્ય એકલા અમનેજ પ્રાપ્ત થયું હતું એમ ન હતું. ઇશ્વરે અમારા મિત્રો ઉપર પણ તે ખેર ગુજારી હતી.

**હાય ! કિસ્મત** અમારા તે ભાઇઓ તુર્કીમનોને ઘણા કરગરીને કાલાવાલા કરવા લાગ્યા. તે ન સાંભળે તેમ તેમને ગાળો પણ દેવા લાગ્યા; તેમના નામના કડાકા ફોડવા લાગ્યા. તેઓએ કહ્યું "હાય ! કિસ્મત !" પણ હવે હાય હાય કર્યાથી શું વળવાનું હતું ? અમે યમદૂતોના પાશમાં સપડાયા હતા. તેમની નજરમાં અમે મનુષ્ય નહિ પણ પશુ જ હતા. અમે મૃત્યુલોકમાં નહિ પણ નર્ક-

લોકમાં હતા. અમને શારીરિક પીડા અસહ્ય થતી હતી પણ અમારા ભાઈઓને જે માનસિક પીડાનો ભયંકર ત્રાસ થતો હતો તે તો અમને થતો ન હતો. કેમકે અમે જાણી બુઝીનેજ આ આપત્તિમાં પડ્યા હતા. બુખારીયન–જાદેદિયસોના શત્રુઓ તરફથી આ કરતાં વધારે સારી મેમાનગીરીની અમે આશાજ રાખી ન હતી. તેવી આશા અમારા મિત્રોએ ઘણી રાખી હતી અને તેનું ફળ પણ તેમને બરાબર મળ્યું !

**સંદેહવશ શત્રુઓ** અમારી પાસે જે ખિલાબ (રશિયન બ્રાઉનબ્રેડ) હતી તેનાથી તો તુર્કોમનોને વધારે શંકા ઉપજી. અમે જાદેદિસ હોવાની તેમને પાકી ખાત્રી થઈ ગઈ. અને જાદેદિસ તો તેમના શત્રુ–ઉભાને ઉભા બાળી મૂકવા લાયક ! પછી તેઓ અમારા પર દયા ક્યાંથી બતાવે ?

તે આખી રાત પણ પ્રાણઘાતક પીડામાં ગઇ. ભયમાં પડ્યા પછી કોને ઉંઘ આવે ? છતાં મળસ્કે જરા અમારી આંખ મળી. પણ સવાર થતાં પહેલાંજ અમારા તબેલાની ભીંતો પરથી નાનાં નાનાં છોકરાં અમારા પર નિશાન તાકી પથરા મારી મારીને અમને જગાડવા લાગ્યા. તેમની નિશાનબાજી આબાદ હતી. શયતાનની નર્કપુરીના તેઓ નાના નાના પ્રતિનિધિઓ જ હતા. અમારું વેર વાળવાને માટેજ જાણે ઇશ્વરે અમારા પર તે ભૂતસેના છોડી હતી !

**અમારી ગણત્રી** છોકરાંનો વારો ઉતર્યો પછી એકેક કલાન્તર (વીરલો) અમારા તબેલામાં આવી અમારી ગણત્રી કરવા લાગ્યો. કોઇ કંજુસ મારવાડી પણ પોતાના પૈસાની આટલી કસીને ગણત્રી ન કરે એટલી વાર અમારાં જીવતા માણસોની ગણત્રી થઇ. તેમની ગણત્રીનો છેડો જ ન હતો. છેક સાંજ પડી ત્યારે અમે તેમના

સકંજામાંથી કંઈક છૂટા થયા, કારણ કે સાંજે પછી અમારી પાસે કોઇ આવ્યું નહિ.

**ખાવા માટે કપડાં વેચો !**

હજી પણ અમને ખાવાનું કાંઈ જ મળ્યું નહતું એ લોકોએ કહ્યું કે "ખાવાનું જોઇતું હોય તો તમારાં કપડાં વેચો" ખાવાનું તો જોઇએ જ, પેટ આગળ કપડાંની શી કિંમત ? માણસને ખરી અણીની વખતે પોતાની અત્યંત વહાલી વસ્તુનો ત્યાગ કરવો પડે છે ! અમારી પણ તેવી જ સ્થિતિ થઈ દુષ્કાળ વખતે વહાલામાં વહાલા પેટના બાળકો પણ છોડી દેવાની ફરજ પડે છે તો પછી કપડાંનો શો હિસાબ ? અમે પણ તેમજ કર્યું પણ કપડાંથી અમારું કેટલા દિવસ પોષણ થાય ? તે પણ ખલાસ થયા.

**મોતની શિક્ષા**

ત્રીજે દિવસે બહાર જવા માટે તયાર થવાનો અમને હુકમ થયો તે દિવસે અમારામાંના એક તુર્કનું મો બહુ ઉતરી ગયું હતું તેણે આગલા દિવસે ધર્મશાળાની સ્હામી દુકાને અમારા વિષે ચાલતી કાંઈક બોલચાલ છૂપાઈને સાંભળી હતી ત્યારથી તે દિલગીર થયો હતો ઘણીવાર સુધી તેણે તે વાત અમને કહી નહિ, કારણ કે તેને તુર્કોમનોની બહુ બ્હીક લાગતી હતી તે બોલચાલ બીજી કાંઈ જ નહિ પણ કલાન્તરોની કાઉન્સીલના નિર્ણય સંબંધી વાતચીત હતી કાઉન્સીલમાં અમને મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી પણ મોત એટલે શું ? મોતને માટે તો અમે ત્વરાથી રાહ જોતા બેઠા હતા આ યમયાતના કરતાં તુર્ત મોત આવે તો જલદી છૂટકો થઈ જાય એમ અમને લાગતું હતું અમને કેવી રીતે મારી નાખવા એ સંબંધમાં એ લોકો વચ્ચે મોટો મતભેદ પડયો હતો કોઈ જણ એવા મતનો હતો કે અમો

માત્ર એક પર લઇ જઈ દરેકના ગળામા એકેક પથરો બાધી નદીના મધ્ય ભાગમા ડુબાડી દેવા પણ બીજાને તે પસંદ ન પડ્યુ તેનુ કહેવુ એવુ હતુ કે એ પ્રમાણે હોડીમા તો લઇ જવા, પણ દરેકને જુદા જુદા ન ડુબાડી દેતા બધાની ગાસડી કરી એ દમ જળ સમાધિ આપવી, અથવા આખી હોડીજ પાણીમા ડુબાડી દેવી ”

પણ ત્રીજા એક જણનુ મતવ્યુ તદ્દન વિરુદ્ધ પડ્યુ, અને તેના મતને સૌએ પુષ્ટિ આપી તે ઉપાય એ હતો કે અમને બધાને વધસ્થાન પર લઈ જવા અને ત્યાં બંદુકની ગોળી મારી ઠાર કરવા, અને આખરે તેજ સૂચના બધાએ સર્વાનુમતે કબૂલ રાખી

**મોતની મંજુરી!** અમારી કતલ કરવાનો ઠરાવ પસાર થયો ખરો પણ તુર્કમિનોની મધ્યવર્તી સભાની હજી તેને મંજુરી મળી ન હતી એ લોકો તો અમારા લોહીના તરસ્યા જ બની ગયા હતા એટલે તે જ દિવસ અમને ઠાર કરવા અગાઉથી તેમણે હુકમ છોડ્યો એક બાજુ અમને લઈ જવાની તૈયારીઓ થતી હતી, ત્યા એક દાઢીવાળો, જાડા જાડા ભવાંવાળો અને વાંકા નાકવાળો આદમી અમારી પાસે આવ્યો તેણે અમને લઇ જવા તૈયાર થયેલા માણસોને ખૂબ ધમકાવ્યા એટલુ જ નહિ પણ મારી મારીને તેમના હાડ ખોખરા કર્યા

એ ઝપાઝપી ઉપરથી અમને એમ લાગ્યુ કે હજી અમારા મોતની શિક્ષાનો અમલ થયો નથી અમને પુનઃ તેજ ઠેકાણે રહેવાનો હુકમ આપવામા આવ્યો પાછી અમને બેડીઓ પહેરાવી હાથ પગ બાંધ્યા એવી સ્થિતિમા અમે બે અઠવાડીયા કરતા વધારે બંધન રહ્યા એક દિવસ અમારા તપાસણી કરનારા હુકમ

થયો તેમા આશ્ચર્યની વાત એ હતી કે અમારી પાસેની કુરાનની નકલો પણ બોલ્શેવિઝમનું સાહિત્ય ગણી છીનવી લેવામા આવી અમે તેમને ઘણી રીતે સમજાવ્યું કે કુરાન અમારો પવિત્ર ધર્મગ્રંથ છે ! પણ તે તો એમજ કહેતા હતા કે એ બધા બોલ્શેવિક તત્વના પ્રચાર અર્થે છાપેલા, જપ્ત કરવા યોગ્ય પુસ્તકો છે

**અમને ન મારો રે ન મારો !**

અમારી પાસેના બધા ધાર્મિક પુસ્તકો લઇ લેવામા આવ્યા પછી તુર્તજ ચાબુકનો માર શરૂ થયો. હાય ! તે મારનું વર્ણન થઇ શકે એમ નથી, પણ માણસોજ માણસોને કેવા મારે છે તે આ વખતે અમારા પ્રત્યક્ષ અનુભવમા આવ્યું અમારા અનાતોલિયા જનારા મિત્રો તે ભયંકર માર પડતી વખતે આક્રન્દ કરીને કહેતા હતા “ અમે મુસલમાન જ છીએ, મુસલમાન ! અમને શું કરવા મારો છો ? અમે બોલ્શેવિકોના મળતીઆ નથી, અમે તમારે ખાતર લડવા આવ્યા છીએ, અમને શા માટે મારી નાખો છો ? ”

પણ જેટલા જોરથી તેઓ પોતે મુસલમાન છે એવી બૂમો મારતા હતા તેથી બેવડા જોરથી અવાજે બૂમો મારી તુર્કમિનો કહેતા કે “ તમે જાડેદિસોના મિત્રો જ છો ” અમારા મિત્રોની કરૂણાજનક ચીસો અમારાથી સાંભળી જતી ન હતી સાત પાતાળ ફાડી તે અમારા કાનના પડદા તોડી નાખતી હતી પૃથ્વી પર તેવો અવાજ અમે કદિ સાંભળ્યો ન હતો.

**રેતીના રણમાં**

તે પછી અમને ઉપડવાનો એકદમ હુકમ આપવામા આવ્યો બે વાગ્યાના સુમારે અમે ધર્મશાળા છોડી, પણ બંદીખાનાની બહાર નીકળતા બીજી આફતો અમારી મેમાનગીરી કરવાને ઉભી જ હતી. અમને એક રેતીના રણમાથી ચલાવવામા આવ્યા પહેલા

ફિરંગના જેવુ જ આજે પણ કરવામા આવ્યું, જેથી તે ફરીથી વર્ણવવાની જરૂર નથી આખે રસ્તે અમને ખૂબ મારવામાં આવ્યા આ પ્રમાણે અમને દસ માર્ચને હાકી લાનના આગળ અમારા નાયકોને તેમજ કેટલાક ઘોડેસ્વાર મિત્રો મળ્યા તેમની વચ્ચે શી વાતચીત થઇ તે અમારા સમજવામા આવી નહિ, પણ માત્ર ત્યાંથી અમને પાછા એ ગામમા જવાનના ના આગળ લઇ જવામા આવ્યા અને એક નાની સરખી ઓરડીમા બધાને જવામા પૂર્યા

**મોતની ગુફા**

તે ઓરડી મોતનુ જાણું હતુ ! મોતની ગુફા હતી ઉંદરના દરમા તો હવા આવવાની પણ સગવડ હોય છે પણ આ ગુફા તો એવી હતી કે એમા એક પણ છિદ્ર ન મળે અમારા પ્રાણ તરફડવા લાગ્યા અમે બધા ગુગળાવા લાગ્યા કેટલાક તો બેશુદ્ધ થઈ પડ્યા પરમેશ્વરથી અમે બધા નહાઈ ગયા હતા તે કમનસીબ સ્થિતિમા આવી પડવામા અમારા ભાઈઓ કારણભૂત થયા હતા તેથી અમે તેમને તે વખતે ઘણા વચન કહ્યા ખરેખર અમારા દુર્ભાગ્યનુ કારણ તેજ હતા પણ હવે અમારા એ ધર્મબંધુઓની પણ ધાર્મિક શ્રદ્ધા ડગવા લાગી “ બળી અમારી ધાર્મિક શ્રદ્ધા ” એમ બબડતા તેઓ ખુદાની પ્રાર્થના કરવા લાગ્યા કે **હે પ્રભુ ! તું અમને આ કષ્ટમાંથી છોડાવ. તું અમને બોલ્શેવિકોના હાથમાં મૂક, અમે તેમની આજ્ઞા વિરુદ્ધ, તેમની સલાહ વિરુદ્ધ એક ડગલું પણ ભરવાના નથી. પણ હે અલ્લાહ ! અમને આમાંથી છોડાવ.** પરંતુ તે પ્રાર્થનાનો શો ઉપયોગ ? તે ક્ષણે તે સર્વ પ્રાર્થના વ્યર્થ ગઈ.

ખુદાએ અમારી વચ્ચે પડવાની સાફ ના પાડી

ચાર વાગતા તે નરકાવાસમાંથી અમને બહાર કાઢવામાં

**વધસ્થાને**

આવ્યા. બધાના મો પર મોતની ઘનઘોર છાયા પ્રસરી હતી. અમારામાં જાણે પ્રાણ જ રહ્યા ન હતા. અમારા પગ થરથરતા હતા. ગેબી સ્થિતિમાં અમે [illegible] ચાલતા હતા. ત્રણ કે અમારી પાછળ ત્રણ ફરતો હતો. ક્ષણે ક્ષણે ડાગળાની ચીમકી પીઠ પર ચમકતી હતી. અમને હાંકી જતા અમારા ઘોડેસ્વારો અને ગોરાઓ તો આનંદના ઉછાળા પર ઉછાળા મારતા હતા. ટોળને હાંકતા જેમ ગોવાળ તલ્લીન થઈ જાય છે તેમ, અમારા નાયકોની સ્થિતિ હતી. પાંચમા માઈલ આગળ વધસ્થાન હતું. તે માઈલ અમારી દૃષ્ટિએ પંદર લાગ્યો. ફાંસીની સજાનો કિંવા બીજા જે કોઈનો વધ કરવાનો હોય તેમને ત્યાંજ ઠેકાણે લાવવામાં આવતા.

અમને ગોળ કુંડાળું વળી નીચે મોઢે બેસવાનું કહેવામાં આવ્યું. મુસલમાન લોક નમાજ પઢતી **ચક્રં ભ્રમતિ મસ્તકે** વખતે બેસે છે તેમ બેસવાનો અમને હુકમ થયો. અમે તે પ્રમાણે બેઠા. પછી અમારા મારાઓ અમને ઘેરી અમારી ચોમેર ઉભા રહ્યા. માથું ઉંચું નહિ કરવા તથા મોઢેથી હરફ પણ ન બોલવાની અમને સખત તાકીદ થઈ અને એવો હુકમ બીડાયો કે જો હરફ સરખું કે ચાં કરશો તો તુર્તજ ગોળીથી ઠાર મારવામાં આવશે. અમે નીચા મો કરી બેઠેલા હોવાથી દરેકની પૂંઠે શું ચાલે છે એની કલ્પના થાય છે તેની કોઈને ખબર પડતી ન હતી. પણ આગળના ભાગમાં બીજાના માથા પર શું ચાલે છે તે કાંઈક જોઈ શકાતું હતું. અમારી નજીક ઉભેલા મારાઓ પૈકી એકના હાથમાં ભરેલી બંદુક તો બીજાના હાથમાં પાણી ચડાવેલા જૂની ઢબના હથીઆર જણાતા હતા. બંદુકો અને હથીઆરો અમારા માથા પર ધરી રાખવામાં આવ્યા હતા.

અમારાથી કેટલેક છેટે (અન્તર) બહાદુરોનું મંડળ અમારા

ભાગ્યનો નિર્ણય કરવા બેઠું હતું ! તેઓ
**સાઠ વિરૂદ્ધ ચાળીસ** ઉંદરના હુકમની રાહ જોતા હતા. એક
સ્વારે પહેલા નિર્ણય તરીકે જાહેર કર્યું કે
"૬૦ વિરુદ્ધ ૪૦ મતે અપરાધીઓને દેહાંત દંડની શિક્ષા કરવામાં
આવી છે પણ હજી ઉપલી બે પંચાયતોનો નિર્ણય થયો નથી."

ગારાઓમાં જે મુખ્ય હતો તેણે અમને તત્કાળ ફારસીમાં
બૂમ મારી કહ્યું "તમારા વધ માટે પહેલો હુકમ આવી ગયો છે;
હવે બીજા બે હુકમ આવતાંજ ઝટપટ કામ શરુ કરવામાં આવશે.
ત્રીજો હુકમ થતાંજ તમારો નિકાલ થઈ જશે. પણ ખબરદાર, જો
કોઈ નાસી જવાની કે પોતાની જગ્યા પરથી હાલવાની પણ કોશીસ
કરશો તો ઉપરનો હુકમ આવવાની વાટ જોયા વિના તુર્તજ ઠાર
કરવામાં આવશે. બીલકુલ વાર નહિ લાગે. માટે હાલશો ચાલશો
નહિ. તદન શાંત રહેજો."

આ સાંભળી સર્વ સ્તબ્ધ થઈ ગયા. કોઈએ પોતાનું માથું
સરખું ઉંચું કર્યું નહિ. તે લોકોની બંદુકો અમારાં માથા પર
તાકીને ધરી રાખવામાં આવી હતી. એટલામાં પહેલીજ શિક્ષા
કાયમ રહ્યાનો પંચાયતનો હુકમ લઇને ઘોડેસ્વાર આવી પહોંચ્યો.
પુનઃ પ્રથમની માફક જ મારાઓના ઉપરી અમલદારે અમને હાલવા
ચાલવાની મના કરી. તેણે વિશેષમાં એટલુંજ કહ્યું કે જેમને નાસી
જવાની મહેનત કરવી હોય તેમની તે મહેનત હું તત્કાળ બચાવીશ.

આ વખતે બંદુકના ઘોડા ખેંચવામાં આવ્યા. અને અમારી
ખાત્રી થઈ કે અમારો આખર કાળ નજીક
**આખર કાળ** આવી પહોંચ્યો છે. તે વખતે દયાની
માંગણી કરવાનો બીલકુલ અર્થ ન હતો.
અને નાસી જવાનું તો સર્વથા અશક્ય જ હતું. અમારી નજર
આગળ મૃત્યુનું બીહામણું તાંડવ નૃત્ય શરૂ થયું. મોત, મોત ! એ

વિના અમને કાંઈ જણાતું ન હતું મોતના બે હુક્મો આવી ગયા હતા હવે એક્જ બાકી હતો અમે તેનીજ રાહ જોવા લાગ્યા તે હુકમ કેવો આવશે ? અમારો છૂટકો થશે કે મોત—એ બાબતનો નિર્ણય થવાને હવે થોડી જ મિનિટની વાર હતી. એટલામા તે બહાદુરામા અમારા માટે વાગ્યુદ્ધ શરૂ થયુ કેટલાક કહે અમને એકદમ ઠાર મારવા અને કેટલાક કહે એકેકને વાગ કરતી મારવો આખરે અમો બધાો એક સાથે મારી નાખવા એમ ઠર્યું

અમે માથા નીચા કરી બનેલા બનાવોનુ સ્મરણ કરવા લાગ્યા ભૂતકાળ તરફ અમારી નજર ગઇ

**કલ્પના પ્રવાસ** થોડી જ વારમા ઘેરથી કાબુલ કાબુલથી ટિરમિઝ અને ટિરમિઝથી વધસ્થાન સુધી અમે કલ્પનામા પ્રવાસ કર્યો અમને અમારી આસપાસ મોત વિના કાઇજ જણાતુ ન હતુ જ્યા જોઇએ ત્યા એક ભયાનક મોતજ અમારી આગળ ઉભુ હતુ તે વખતે અમને થયેલી નિરાશા મોતની થનારી વેદના અને મનનું ઉછાળા મારણ—એનું વર્ણન કોણ કરી શકે ? એ સ્થિતિની તો વાચકે કલ્પનાજ કરી લેવી જીવનના નિર્ણય માટે અમે કેટલી અધીરાઇથી રાહ જોતા હતા અમારા મન કેવા ઉછળી રહ્યા હતા અને અમને કેવી નિરાશા થઇ હતી તે બધુ લખીને વર્ણવી શકાય એમ નથી. પણ એ આખરના પ્રસંગે અમારા મનમા એક વાતનો સંતોષ હતો. અમે મરવાના હતા એ દેખીતુ હતુ પણ અમે ઉચ્ચ તત્વ અને ઉચ્ચ હેતુ માટે અમારા પ્રાણની આહુતિ આપતા હતા હિંદુસ્થાનના—માતૃભૂમિના કલ્યાણ માટે અમે સ્વદેશત્યાગ કર્યો હતો હિંદુસ્થાનની ખાતરજ અમારે મરવાનો વારો આવ્યો હતો પ્રાણ સમર્પણ કરવાનો પ્રસંગ આવ્યો હતો!

અમારા ઇસ્લામી ભાઇઓ બિચારા પોતાના આંસુથી પૃથ્વી

માજ ગયા ત્યાર પછી જેમ ચોર લોક પોતાની અંદર અંદર લૂંટની વહેંચણ કરે છે તે પ્રમાણે કાન્તાએ અમારી અંદર અંદર વહેંચણી કરી લીધી. અત્યાર સુધી જો કે અમારા હાથ પગમાં બેડીઓ નાખેલા હતા અમને એકઠા રાખવામાં આવ્યા હતા પણ હવે તે સુખ અમારા ભાગમાંથી છીની લેવામાં આવ્યું હતું કે હવે અમે ગુલામ હતા જેને પોતપોતાના નવા પ્રમાણે સારા માઠા માલીકના પાનાએ પડ્યા કોઈને નિર્દય પથ્થર જેવા દિલ વાળો તુર્કમેન માલીક મળ્યો, તો કોઈને કંઈ દયાળુ—એમ જ ફેર—બાકી બધાની દશા તો એમ જ હતી.

અને અમૃતસરનો એ પંજાબી જુવાન, (જે હાલ રોમમાં છે તે) અમે બે જણા એક પ્રાચીન ભાષા જાણનાર સુલતાનના હાથમાં પડ્યા તેણે અમારા પ્રત્યે કંઈક વિચારપૂર્વક વર્તન ચલાવ્યું પણ વિચારપૂર્વક એટલે કે અમારી હાથકડીઓ અને પગની બેડીઓ તૂટી ન હતી ૨૪ કલાક અમે બેડીઓમાં જકડાયેલા જ રહેતા તે સુલતાન ધણી ચાર દિવાલોની બહાર પ્રદેશની અમને બહાર ખબર નહતી રાતે વખતે એકને છૂટો કરી બે એના પગને એકઠા બાંધી રાખવામાં આવતા જેથી પશુ ફેરવતા બંનેની કમનસીબીની પેછાન થતી

**ન્યારી તુર્કીમન**

તુર્કમનો એની એ વાતમાં ન્યાયહીન હતા કે તેઓ જે ખાધ ખોરાક ખાતા તેજ અમને આપતા અમને ધર્મશાળામાં બેસી રહેતા જે દુઃખ થયું ન હતું તે આ નવી એકાંતવાસમાં થયું આ એકાંત સ્થિતિમાં અમારી જિંદગી અમોને તદ્દન ઉદાસ અને કંટાળાભરની લાગી એક દિવસ રાતે અમે અકસ્માત્ એક ભયંકર અવાજ સાંભળ્યો અને તે સાથેજ આખું આકાશ એકદમ અજવાળા થઈ ગયું તે જોતા મારા પંજાબી મિત્રને એવો

આનંદ થયો કે તે દબાવી રાખતાં તેને ઘણુંજ મુશ્કેલ પડ્યું. આપણે હવે મુક્ત થઇશું એમ લાગતાં તે ખુશ ખબર પોતાના મિત્રોને કહેવાને તલપાપડ થઇ રહ્યો. પણ મેં તેને તેમ કરવા ના પાડી. બીજે દિવસે અમારા માલીકનું મોં ઘણું ઉતરી ગયેલું લાગ્યું. તે કોઇક અણધાર્યા સંકટમાં આવી પડતાં ત્રાસી ગયેલો જણાતો હતો. બધા માલીકો શું બોલતા હતા તે અમને સમજાયું નહિ પણ તેમની એકંદર હીલચાલ પરથી તેમના પર કોઇક દારૂણ સંકટ આવી પડ્યું હશે એવો અમે તર્ક કર્યો અને તે આખરે સાચો ઠર્યો. તે ભયંકર સંકટથી મારા મનની સ્થિતિ પણ વિલક્ષણ થઇ ગઇ.

**છૂટકારો**

બે દિવસ તે બોંબ ગોળાનો ધોધમાર વરસાદ શહેર પર ચાલુ રહ્યો. આખરે અમારા બધા માલીકો ગામ ખાલી કરી અમને અમારા નસીબ પર નાંખી ચાલ્યા ગયા. જતી વખતે તેમણે અમારા પગની બેડીઓ તોડી નાખી અને હાથકડીમાંથી અમને છૂટા કર્યા. પછી તો—અહા સ્વતંત્રતા! તારો કેવો અદ્ભુત પ્રભાવ! એક દિવસ અમે ગુલામ તરીકે રેતાળ રણમાંથી દોડતા હતા; તો બીજે દિવસે અમે પાણીમાં જલ સમાધિ લેતા હતા; અને ત્રીજે દિવસે અમારાં મસ્તક અમારાં ધડ પરથી જુદાં થવાનાં હતાં! પણ સ્વતંત્રતા! તેં કેટલો ચમત્કાર કર્યો! અમે તે બધી યમયાતના, ને કષ્ટ ભૂલી ગયા. તારાં દર્શનથી અમારી ગુલામી હાલતમાં કેટલો બધો ફેર પડી ગયો!

**સત્તરના સત્તાવન**

તે શહેરના રસ્તાઓ પર થઇને ગુલામ તરીકે નીકળવા સ્થિતિમાંથી આજ અમે મુક્ત થયા. અમને ફાવે ત્યાં જવાની પરવાનગી મળી. આ વખતે અમે માત્ર બે જણાજ હતા. પણ કેટલીકવાર પછી બીજા પણ કેટલાક જણ આવી પહોંચ્યા. સૂર્યાસ્તના,

સુમારે અમે પંદર જણા હતા તે ગત સુધીમાં સત્તાવન થયા.

એક વાર અમે બધા મુક્ત હતા. એક વાર અમને મોતની શિક્ષા થઈ હતી પણ આજે પાછા અમે બધાજ મુક્ત થયા. ભાગ્યચક્ર ફરવા માંડે છે એટલે તે કેવા વેગથી ફરે છે, કેટલું બધી ઉથલ પાથલ કરે છે! હે દૈવગતિ, તને નમસ્કાર છે.

ત્રીજો હુકમ આવ્યો તે વખતે અમારી આશાના અંકુર બળીને સાફ થઈ ગયા હતા. અમારા જીવનનો અંત આવ્યો હતો. અમારામાં કેટલાક પરદેશ જઈ લશ્કરના સેનાપતિ થવાની, કર્નલ થવાની મોટી આશા રાખીને ઘેરથી નીકળ્યા હતા. કેટલાકને મોગલ રાજદરબારે પુરુષ થવાની ઇચ્છા હતી. અને કેટલાકે એવું જાહેર કરીને ઘર છોડ્યું હતું કે હિંદુસ્થાન સ્વતંત્ર ન થાય તો ભલે, પણ અમે તો સ્વતંત્ર થઇશું.

અમે સત્તાવન જણે તે સ્વતંત્રતાની પ્રથમ રાત્રિ એક વિસ્તીર્ણ ઘુમટ આકારવાળી ઝુંપડીમાં વીતાડી. તે રાત અમને ઉંઘ આવી નહિ. સ્વાતંત્ર્ય સુખનો આનંદ થયો હતો ત્યાં ઉંઘ કેવી? રાત કેવી? અમારા કાન અંગ્રેજોની બંદુકની ગોળીઓ શોધતા હતા કારણ કે ગુન્હો કરનારા શત્રુઓને લાગતું હતું કે શહેરના કેટલાક લોક હજી આ ઝુંપડીમાં ભરાઇ બેઠા હશે.

આખરે અમારી આશાનું સ્વપ્નીય પ્રભાત ખીલી નીકળ્યું. અમારા હૃદયરૂપી આકાશમાં સૂર્યનો ઉદય થયો. જો કે અમને મિલિટ્રી પછી આગળ દિલ્હી આવતું હોવાનું માલૂમ હતું, તો પણ તેની ચોક્કસ દિશા ખબર નહોતી તેથી અમે જરા ગુંચવણમાં પડ્યા. નકશા વિના દિશા નક્કી કરવાનું કામ મુશ્કેલ હતું. અમારી પાસે નકશો ન હોવાથી અમે ઘણી કલ્પનાઓ અને અટકળો બાંધી વાયવ્ય દિશા તરફ જવાનું ઠરાવ્યું. વાનિસૂચક સંદેશ વાનરો

**દિલ્હીનો કિલ્લો**

એક લાકડીએ બાંધી અમે તે ઉંચો કર્યો અને ચાલવા માંડ્યું. લગભગ આઠ માઇલ રેતીના રણમાં થઇને અમારી ટુકડી કુચ કરી ગયા પછી અમને દૂર એક કિલ્લો જણાયો. તે ઓક્સસ નદીના કિનારા પર આવેલો ફિર્કાનો કિલ્લો હતો. જેમ જેમ અમે નજીક જવા લાગ્યા તેમ તેમ કિલ્લાની કિનારી પર લાલ વાવટા અને લાંબી તોપો અમને જણાવા લાગી. અમે નજીક જઇ પહોંચતાંજ કિલ્લા પરના કેટલાક સીપાહીઓ નીચે આવ્યા. અને અમને "ક્યા રાષ્ટ્રના છો? તમારો હેતુ શો છે?" વગેરે પૂછીને તપાસ કરી. અમને રશિયન નહિ આવડતું હોવાથી અમારામાં જે રશિયન જાણનારો તુર્ક હતો તેણે દુભાષિયાનું કામ કર્યું. તેણે અમારી અથથી ઇતિ સુધી સર્વ હકીકત કહી. અફઘાનિસ્થાનથી ટિરમિઝ, ટિરમિઝથી કિલિફ, તુર્કોમનના સકંજામાં, ત્યાંથી વધસ્થાન તરફ, અને ત્યાંથી અહીં એમ બધીએ જવાબ આપ્યો.

**સોવિયેટના મેમાન** અમારા સંબંધી એથી વિશેષ પુરાવાની કે કિંવા ખાત્રીની તેમને જરૂર ન લાગી. તેમણે અમને અંદર લીધા. અમને રહેવાને માટે બે ખંડ ખાલી કરી આપવામાં આવ્યા; અને ખોરાક પણ ટિરમિઝમાં જે આપવામાં આવતો હતો તેજ ત્યાં પણ આપવામાં આવ્યો. તુર્કોમનના પંજામાંથી છૂટ્યા પછી અમને થયેલા આનંદની કલ્પના ઘણા થોડાનેજ આવશે. હવે અમે સંપૂર્ણ સ્વતંત્ર થયા. રશિયાના નાગરિકોના જેટલાજ હક અમે ભોગવતા હતા. અહા! પેસિફિકથી બાલ્ટિક સુધી, અને અફઘાનિસ્થાન-ઇરાનની સરહદ સુધી—આર્કટિક સમુદ્ર સુધી પ્રસરેલા વિશાળ લોકસત્તાક સામ્રાજ્યના અમે એક વાર ફરીથી મેમાન થયા. અમારું કેવું સદ્ભાગ્ય! અમે કૃતકૃત્ય થયા ફરીથી એક વાર અમને ભરપૂર લાપુકા ખાવાને મળ્યા. ઉપરાંત બિલાબ, માખણ અને મેવામીઠાઇ પણ યથેચ્છ

મામાં. જ્યાં ત્યાં આનંદ ઉભરાઈ ગયો. તે સ્થળે આશા અને આનંદનું સામ્રાજ્ય હતું. જ્યાં જ્યાં નજર ફેંકીએ ત્યાં ત્યાં ચૈતન્ય જણાતું હતું. તે આનંદ અને આશાનું વર્ણન કરવું અશક્ય છે.

[1] સોવિયેટના પ્રમુખ અને તેના બીજા મોટા મોટા અમલદારો અમને રોજ વારાફરતી મુલાકાતો આપતા હતા. અને દરેક મુલાકાત વખતે માર્ચ અને ઑક્ટોબરમાં થયેલી ક્રાંતિ સંબંધી તે અમને ફેરલીપે વાતો કહેતા. અમે જાણે અમારા ઘરમાંજ હોઇએ એમ લાગ્યું. તેઓએ અમારી સાથે પોતાના કુટુમ્બીઓની માફક વર્તન ચલાવ્યું. મળવા આવનારાઓ ઘણા હતા. એટલે અમે એક અઠવાડીઆ સુધી અમારા મુકામમાંથી બહાર નીકળી શક્યા નહિ. જેમ જેમ અમે ફારેગ થવા લાગ્યા અને હોંશિયારી આવતાં તાજા થવા લાગ્યા તેમ તેમ અમે શહેરમાં હરવા ફરવા માંડ્યું. તુર્કમિનોની ધાસ્તી હવે અમારામાંથી તદ્દન નીકળી ગઈ હતી.

ટિફ્લીસ ટિરમિઝ કરતાં બહુ મોટું શહેર છે. શહેરની રચના બહુ સુંદર છે. સીપાઇઓ અને અમલદારોના પોશાક ટિરમિઝના લશ્કરી સીપાઇઓના પોશાક કરતાં અમને સારા લાગ્યા. શહેરમાં મજુરી અને ખુમારી લોકોની વસ્તી વધારે જણાતી હતી. રશિયનોની સંખ્યા બહુજ થોડી હતી. ઘરો અને કચેરીઓ ઠીક ઠીક બાંધેલાં હતાં. તેમાં સરસામાન ભભકદાર હતો. તેની સ્વચ્છતા પણ વખાણવા લાયક હતી. નવીન રાજ્યવ્યવસ્થાથી લોકો ઘણા રાજી હતા. આજ કાલ સુધરેલા શહેરોની માફક અહીં મોટરો વધારે જણાતી નહતી પણ ઘોડાગાડીઓ ઘણી હતી.

ટિફ્લીસ ગયા પછી સોવિયેટ શબ્દનો અર્થ પંચાયત થાય છે એ અમે પહેલીજ વાર જાણ્યું. એક મુ-

[1] સોવિયેટ એટલે- ખારીએ તેનું વધારે સ્પષ્ટીકરણ કરી કહ્યું ... કે સોવિયેટ પદ્ધતિમાં શ્રેષ્ઠ અને કનિષ્ટ

સૌર્ન જાતિના લોકોને સરખોજ મતાધિકાર છે અને તે બંનેનો મત તેજ સોવિયેટનો મત હોય છે. કોઈક કુટુંબના નાના ભાઇનો જે હક, જે અધિકાર હોય તેજ હક અને તેજ અધિકાર સોવિયેટ પદ્ધતિમાં સર્વને મળે છે નાના ભાઇનો જેટલો અધિકાર તેટલોજ મોટા ભાઇનો અધિકાર ! મોટા જેટલો મિલકતનો વારસ તેટલોજ નાનો ભાઇ પણ વારસ હતો હોવાથી તેને યોગ્ય રસ્તે ચડાવવાની જવાબદારી મોટા ભાઈ પર આવે છે. તે તેનાથી ટાળી શકાતી નથી. સોવિયેટ પદ્ધતિમા પણ તેમજ હોય છે. સોવિયેટ પદ્ધતિમાં તદ્દન છેલ્લા દરજ્જાના માણસને પણ તેનો પ્રમાણસર હિસ્સો, બરાબર મળી શકે છે આ પદ્ધતિ કામગાર લોકોને ઘણીજ ગમે છે. કારણ કે તેમાં તેને પોતાનું ભાગ્યચક્ર ફેરવવાની સંપૂર્ણ, તક મળે છે. સોવિયેટ પદ્ધતિમાં સર્વને-એટલે અઢાર વર્ષનાં સર્વ સ્ત્રી પુરષોને મત આપવાનો હક્ક હોય છે. તેમાં જાતિનો પ્રશ્ન રહેતો નથી. મગજ શક્તિનું કામ કરનાર તેમજ શારીરિક કામ કરનાર, ખેડુત અથવા કામગાર એ બધા મળીનેજ સરખાર થાય છે. લોકોની અંદર અંદર ફાવે તેટલી તકરાર હોય તો પણ તે પદ્ધતિ દિવસે દિવસે વધારે ને વધારે મજબૂત બને છે

**છોન્તેર થયા**

કિર્કીમા આવ્યાને એક અઠવાડીઉં થયા પછી જે લોકો પાછળ રહી ગયા હતા તે આવી પહોચ્યા. અત્યાર સુધી અમે સત્તાવન હતા પણ ઓગણીસ માણસ વધારે આવવાથી અમે ૭૬ થયા. છતા હજી ચાર જણ ખૂટતા હતા. તેમના માટે અમને ઘણી ચિંતા થઈ, પણ પછી તુર્તજ અમને સમજાયું કે તે ચારમાથી બે જણને હુકમતુ અપમાન કરી ઉદ્ધતાઈ કરવા માટે તુર્કોમનોએ ઠાર માર્યા હતા અને બાકીના બે અફઘાનિસ્થાન પાછા ઉપડી ગયા હતા.

તુર્કોમનોએ કેવા પ્રપંચથી અમારા ધર્મઘેલાભાઈઓનાં મન બદલાયાં હશે, અને તેમના મત અમારા મતને મળતા થયા હશે એમ કેટલાક દિવસ અમને લાગ્યું. પણ પાછળથી અમારી એ માન્યતા ખોટી ઠરી. હજી પણ તેમનાં મન પહેલાંના જેવાંજ હતાં. તેમાં કાંઈક ફેરફાર થયો ન હતો. સંમતિ જણાતી હતી તે માત્ર ઉપરની જ હતી, અને તે તુર્કોમનોના ઠીગકારા વર્તનને લીધેજ તાત્કાલિક બદલાયલી હતી; મનમની ન હતી. જ્યારે જોઈએ ત્યારે તે કોઈ પણ ગેલેરીમાં, કિંવા ખૂણામાં બેસી કુસપ બાંધતા. અમારાથી દરેક વાત છાની રાખવાનો પ્રયત્ન કરતા; એ બાબતમાં એ લોકો બહુ હોંશીઆર હતા. એક વાર એવી સ્થિતિમાં તે ગુપ્ત વાતો કરતા હતા તે વખતે અમારો એક માણસ ત્યાં જઈ ચડ્યો; પણ તેને તેઓએ બળાત્કારે ધક્કા મારી બહાર કાઢ્યો. તે વખતે તેઓએ જરા પણ શિષ્ટાચાર કે વિવેક જાળવ્યો નહિ. એટલો તેમની વૃત્તિમાં ફેર પડી ગયો હતો.

**કારસ્થાન**

અત્યાર સુધી કિર્ઘીના અમલદારો અમારી સાથે ઘણા સન્માનથી વર્તતા હતા. પણ તેમનો આભાર માનવાનું બાજુએ મૂકી અમારા પેન ઇસ્લામી ભાઈઓએ ઉલટું બેતરફી વર્તન શરૂ કર્યું. પ્રમુખ પાસે જઈ તુર્કસ્થાન જવાની પોતાની સ્વતંત્ર વ્યવસ્થા કરી આપવા માટે તેમણે તેને સ્પષ્ટ જણાવ્યું કે "અમારે મૂળે રશિયા આવવાનુંજ ન હતું. અમારે તો તુર્કસ્થાન જવું હતું. અને હજી પણ અમારે ત્યાંજ જવાનું છે. માટે તેની વ્યવસ્થા કરી આપો." તે સાંભળતાંજ પ્રમુખ આશ્ચર્યચકિત થયો. અમારા મિત્રોએ અમને કાંઈજ ન જણાવતાં આ પ્રમાણે કારસ્થાન ચલાવ્યું હતું. કારણ કે માલૂમ પડતાંજ અમે તેમના માર્ગમાં આડા આવીશું એવો તેમને ડર લાગતો હતો. પણ તેઓ પ્રમુખ પાસે ગયા તે

વાત અમને જણાવ્યા વિના રહી નહિ. તે સંબંધી હકીકત અમારા એક અફગાન મિત્રે જેણે [illegible] તે સોવિયેટ લશ્કરમાં મેજરના હોદ્દા પર હતો અને હમેશાં અમારી પાસે નવાજુની ખબર આપવા આવતો હતો તેણે તે બાતમી આપતાં જણાવ્યું કે 'અત્યાર સુધી લશ્કરના અમલદાર અને સીપાહીઓ તમને હિંદુસ્થાનના કાર્ય માટે ઝઝુમનારા તરીકે માની તમારા માટે અત્યંત માન ધરાવતા હતા. હિંદુસ્થાનના અગ્રગણ્ય પ્રતિનિધિ તરીકે તમારા તરફ તે પૂજ્યભાવથી જોતા હતા. તમારા સંબંધમાં તેમના મનમાં ઘણું માન હતું, પરંતુ હવે તમારા લોકોનું આવું બેહુદું વર્તન જોઇ તેમને ઘણો ગુસ્સો ઉપજ્યો છે. તેમના મન પર તમારા લોકો માટે ઘણી ખરાબ અસર થઈ છે. તેથી હિંદુસ્થાનના નામને બટ્ટો લાગે છે. પરદેશમાં આવી આ પ્રમાણે કરવું બહુ ખરાબ ગણાય.'

**બે કારણો**

તેના બોલવા પર અમને ગુસ્સો ન ચઢ્યો. કારણ કે અમારા મિત્રોની મનોદશાનો અમને સંપૂર્ણ ખ્યાલ હતો. તેમના મનનું વલણ અમે બરાબર જાણતા હતા. તેથી અમને તેમાં કાંઈજ આશ્ચર્ય લાગ્યું નહિ પરંતુ અમો તેમના પર ગુસ્સો ચઢ્યા વિના રહ્યો નહિ. ગુસ્સો આવવાનું પહેલું કારણ એ કે તેમણે જે કર્યું હતું તે અમને પૂછીને કર્યું નહોતું અને બીજું તુર્કમિનોની જેલમાં હતા તે વખતે તેમણે જે પ્રતિજ્ઞાઓ કરી હતી તે તેમણે પાળવી જોઇતી હતી છતાં તેમાંની એક પણ તેઓએ પાળી નહિ, અને અમારાથી સર્વ કાંઇ ખાતું ગયું.

**પોકાર**

એક દિવસ અને અમારા લોકોની સભા ભરી, તેમાં ફક્ત બે જણાજ હાજર હતા. અમારા મિત્રો પણ સભામાં હાજર રહ્યા નહિ. પરંતુ પછી એક માણસો [illegible] મોકલતા

તે આવ્યા; પણ આવીને તેમણે અમને ઉલટા ધમકાવવા માંડ્યા. તેઓ ફાવે તેમ બોલવા લાગ્યા. તેમાંના એક લાહોરના મુલ્લાંજી હતા. તેણે અમને કાફિરનું ઉપનામ આપ્યું; અને તુર્ત તે ઉદ્ગાર તેમના પક્ષના બધા જણે ઝીલી લીધો. તેમની આવી ધમકી અમારાથી સહન થઈ નહિ. જેથી અમે તેમને આહ્વાન આપ્યું કે તમારામાં પાણી હોય તો અમારી સાથે દ્વન્દ્વ યુદ્ધ કરો. પણ તેમ કરવાની તેમણે ના પાડી. અને કહ્યું "અમને તરવારો આપો એટલે મુજાહિદની માફક અમે રમીશું. અમે તૈયાર છીએ પણ અમારી પાસે હથિયાર નથી એટલે નિરૂપાય છીએ!"

પરંતુ આ બધું માત્ર મોઢે બોલવાનુંજ હતું. તેઓ કાર્ય કરવામાં જલદીથી પાછા હઠી ગયા.

**પ્રમુખની મુલાકાત**

બીજે દિવસે પ્રમુખે અમને બોલાવવા મોકલ્યું; અને અમે જતાંજ તેમણે કહ્યું, "તમારે જે કાંઈ કહેવું હોય તે કહી દો." અમે તેમને સ્પષ્ટ જણાવ્યું કે અમારે ટર્કી બીલકુલ જવું નથી. તેણે અમને નમ્રતાથી હાથ જોડી અમારા ભાઈઓને વિનવવા કહ્યું કે "તુર્કસ્થાન જવાનો પરવાનો આપવાનું મારા હાથમાં નથી. તે મારા અધિકાર બહારની વાત છે. માત્ર તુર્કસ્થાનની રાષ્ટ્રીય સરકારની રાજધાની તાશકંદ સુધી જવાની પરવાનગી તમને જરૂર મળશે. માટે જો તમારી તેવીજ ઈચ્છા હોય તો પહેલીજ જતી બોટમાં તમને રવાના કરી દઈશું. અમને તેમાં કાંઈ હરકત નથી. તે માટે અમે તમને વચન આપીએ છીએ."

આ સાંભળી અમે જણાવ્યું. "સાહેબ, હજી ચોતરફ શાંતિ થઈ નથી. ક્રાન્તિના વિરોધીઓના ટોળાથી દેશ ઘેરાયલો છે. અમારા જાનમાલ સલામત નથી. માટે અમારા પક્ષની ખાત્રી આપી અમે એમ કહીએ છીએ કે નમે કહેશો તેટલા દિવસ અમે અહીં રહીશું

અને કહેશો તે રીતે ચાલ્યા જઈશું, ભલે, તમારું કહેવું અમને કબૂલ હશે તોપણ અમારા બીજા પક્ષના ભાઈઓ તે માનવાના નથી.".

**મિત્રનું મોત**

આગળ જતાં થોડા દિવસ તુર્કોમનોએ ફરીથી તે શહેર પર ઘેરો ઘાલ્યો જે અફઘાન સિપાઈ અમારી પાસે રોજ આવતો હતો તે બે દિવસ બિલકુલ આવ્યો નહિ પરંતુ બીજા બે દિવસ પછી એક દિવસ તેનું મુડદુ ગાડા પર નાખી લઈ જતાં અમારા જોવામાં આવ્યું. તે જોતાંજ અમારા મનમાં ધ્રાસકો પડ્યો તે સૈનિકના મરણ માટે દિલગીરી બતાવી. અમે પ્રમુખ પાસે ગયા તે વખતે અમારા મિત્રો પછીઆણીઆ લોકોની માફક ગામમાં ભટકતા હતા. તેમણે આ દુઃખદ બનાવ તરફ ધ્યાન પણ આપ્યુ નહિ.

**તુર્કોમનનો હલ્લો**

અમે પ્રમુખ પાસે ગયા ત્યારે તે પોતાના મંત્રીમંડળ અને લશ્કરી અમલદારો સાથે ગાઢ મસલત કરવામાં ગુંથાએલા હતા, છતાં તેણે અમારું સ્વાગત કર્યું, તે આકસ્મિક પ્રસંગથી તેનું મન પણ ઉદાસ થઈ ગયું હતું. તુર્કમેનો પર તેને ઘણી ચીડ ચડી. અમે તેને કહ્યુ "અમારી મદદ તમને જોઈએ તો તે આપવા અમે તૈયાર છીએ." આ સાંભળી પ્રમુખ બહુ રાજી થયા. અમારા પર વિશ્વાસ બેસતાં તેણે અમને ખરી વસ્તુસ્થિતિ સ્પષ્ટ રીતે જણાવી તેના બોલવા ઉપરથી એમ સમજાયું કે "તુર્કોમનોના ટોળાએ શહેર પર ફરીથી ચઢાઈ કરવાનું ધોરણ સ્વીકાર્યું છે કિલ્લાની બાજુએ ૫૦૦૦ માણસ છે અને સામે ટેકરી ૩૦૦૦ માણસોએ પડાવ નાખી પડ્યા છે આ બાજુના માણસો તરફથી સંકેત થતાંજ તે ટોળીઓ છાટી શહેર પર હલ્લો કરશે કિલ્લા પર ઇસ્લામ અને બુખારી સીપાઈઓની ગણત્રી થતાં તેમની સંખ્યા ૩૦૦૦ જેટલી માલુમ પડી નહેર વસ્તીમાં ઘણું મોટું છે વસ્તી ૨૦૦૦

છે. પણ લોકોમાં બે પક્ષ છે. કારણ ગામમાં મુલ્લા અને તેના હાથ નીચેના માણસો બુખારીઓના અમીર વતી ગુપ્ત રીતે ખટપટ કરે છે. તેથી લોકો તરફથી મદદની આશા રાખવી આ વખતે નકામી છે."

**મીજમાનોની આફત**

ખરૂં જોતાં કેળવાયેલા ૩૦૦૦ સીપાહીઓ આગળ ૮૦૦૦ તુર્કોમન કાંઈજ હિસાબમાં ન હતા. તેમનાથી ટકી શકાય એમ ન હતું. તુર્કોમનોના આઠ હજાર સીપાઇઓ એ કાંઈ લશ્કર ન હતું. તે બજારમાં રખડતા કિંવા લૂંટારા માણસોનો સમુદાય હતો. ધર્મભાવનાથી ઘેલા થતાં શહેર પર તૂટી પડીને કિલ્લા સહિત આખું શહેર તેમણે ક્યારનું ઉજાડ કરી નાંખ્યું હોત. પણ કવાયત શીખેલા લશ્કર આગળ અને લાંબી તોપો આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. સીપાઇઓથી ૫૦૦૦ ના લશ્કર સામે લડી કિલ્લાનું રક્ષણ કરવું એ સહજ વાત હતી પણ મુખ્ય સવાલ એ હતો કે નદીની પેલી બાજુના લશ્કર સામે શી રીતે થવું ? એ પ્રશ્ન લશ્કરી દૃષ્ટિએ ઘણો મહત્વનો હતો. તેનાથી સૌ ગુંચવણમાં પડી ગયા. સેનાપતિની ખરી કુશળતા અહીંજ હતી. આ વખતે કરેલી યોજના જો નિષ્ફળ નીવડે તો આખા લશ્કરનું તેમજ અમારૂં મોત નક્કીજ હતું. પણ ત્યારે રક્ષણ કેવી રીતે કરવું ? અમે તો માત્ર ૩૬ જણ હતા. અને અમારી યુદ્ધ કુશળતા એટલે કાંઇજ નહિ ! આટલા મોટા લશ્કર સામે અમારો શો પત્તો લાગવાનો હતો ? પણ એ વિના બીજો માર્ગ પણ રહ્યો ન હતો. કાં તો લડવા તૈયાર થઈ મોતનો સ્વીકાર કરીએ, ક્યાં તો તુર્કોમનો શહેર પર હુમલો કરી જે પાદવાસ્થળી કરે, શહેરીઓના જે નિર્દય હાલ કરે તે ખુલ્લી આંખે મૂગા મૂગા જોયા કરીએ ને પ્રસંગ આવે તેના હાલ જાતે ભોગવવા તૈયાર રહીએ, એ બે માર્ગ હતા. પણ તેમના હાથમાં

પૂરતું એટલે મોતના હાથમાંજ પડવા જેવું હતું. પછી છૂટકો થવો શક્ય ન હતો. ત્યારે કરવું શું?

ખુખારી લોકોના ધ્યેય માટે, તેમના રક્ષણ માટે, તેમની કાર્યસિદ્ધિ માટે લડવું એટલે પૃથ્વીના પડ

**સ્વતંત્રતાને ખાતર** પર રહેતા સ્વાતંત્ર્યવાદી લોકોને માટેજ લડવાનું હતું ને? દૈવયોગે તે ભૂમિમાં અમે આવી ચડ્યા. ત્યાંના લોકોએ અમારા પ્રત્યે ભાઈચારાનું વર્તન ચલાવ્યું, તો પછી તેમના દુઃખમા ભાગીદાર થવું એ અમારૂં કર્તવ્યજ હતું. એ પ્રમાણે નિશ્ચય કરી અમે એક લશ્કરી ટુકડી બનાવી. અને લોહીની છેવટની સેર ફુટતા સુધી તુર્કોમનો સામે લડવાને અમે તૈયાર છીએ એમ પ્રમુખને જાહેર કર્યું. તે સાંભળી તેમને અવર્ણનીય આનંદ થયો. અમારી બોલ્શેવિકો સંબંધી વાતો સાંભળીને અને અમારો પોશાક જોઇને રશિયન લોકોને ઘણો સંતોષ થયો. અમારા ઉત્સાહ અને લાગણીથી તેમના મન પર ઘણી અસર થઈ. તેમને લાગ્યું કે આપણે એકલાજ નથી. આપણી મદદમાં બીજા લોકો પણ છે.

નદી આગળના પ્રદેશથી પાંચ માઈલ સુધી રક્ષણ કરવાની જવાબદારી અમે ઉત્સાહથી અમારા પર લીધી. અમારી સંખ્યા તદન થોડી એટલે છત્રીસની હતી. પણ ઉત્સાહ અને હોંસથી અમે તે લશ્કર કરતાં પણ જબરા થઇને બેહદ દુર્જેય બની રહ્યા. અસંખ્ય લોકોની સામે થવાની જાણે તે વખતે અમારામાં શક્તિ આવી ગઈ. અમને આપવામાં આવેલી બંદૂકો અને રીવોલ્વરો લઇને અમે પાછા મુકામે આવ્યા. જે કાંઈ થોડો સામાન અમારી સાથે હતો તેને ફેરવવા માંડ્યો. કારણ કે અમારે રણક્ષેત્ર પર જવાનું હતું.

અમે જ્યારે વ્યવસ્થિત રીતે રાઈફલો ખભે મૂકી બરાકોમાં

**ખરો વખત**

પ્રવેશ કર્યો ત્યારે અમારા તરફ જોઈ અંગ્રેજ નાનોનિયાના ભાઈઓ ખડખડાટ હસવા લાગ્યા તેમણે કહ્યું "જુઓ, જુઓ આ છત્રીસ જણા ૩૦૦૦ માણસની સામે લડવા જાય છે. બહાદુરો! તમારો જય થાવ." અમે તેમને કાંઈ ઉત્તર આપ્યો નહિ. અમે બહુજ શાન્તિ ધારણ કરી. તેમની ટીકાનો શો જવાબ આપવો?

પણ જતાં જતાં અમારામાંથી એક જણે બૂમ પાડી: "જે લોકો ધર્મવૃત્તિના હોય છે, જેઓ ધર્મભાવનાથી ઘેલા થયેલા હોય છે તેઓજ પ્રત્યક્ષ રણમાં ઉતરવાનો વખત આવતાં પડદા પાછળ ભરાઈ બેસે છે! મુસલમાનો! નિરાશ ન થશો. બોલી બતાવનાર, ઓ ધર્મિષ્ટ લોકો! ખરો વખત આવતાં તમે નામર્દ હીજડાની માફક મોં ઢીલાં કરી બેસો છો. હિંદુસ્થાનનું—માતૃભૂમિનું કાંઈ અભિમાન હોય, અને ધર્મવૃત્તિના જેવીજ તમારી વીરવૃત્તિ પણ હોય તો અમને આવી મળો, અને હિંદુસ્થાનનું નામ રાખો. રીવોલ્વરો અને રાઈફલો તમારી રાહ જુએ છે. અમારી સાથે મળી અમારું બળ બમણું કરો. હિંદુસ્થાનના નામને ખાતર હિંદુસ્થાનના માનને ખાતર અમે તમને આટલું કહીએ છીએ."

તેઓએ અમારા બોલવાને હસી કાઢ્યું. તેમને ૩૬ વિરુદ્ધ ૩૦૦૦ હજારની કલ્પના બહુ હાસ્યજનક લાગી. તેમણે કહ્યું "અમારે હિંદુસ્થાનની શી પડી છે? હિંદુસ્થાન સાથે અમારે શો સંબંધ છે?"

**બે ટુકડી**

અમે અમારો સામાન લીધો અને નદી કિનારા પરના રણક્ષેત્રમાં મોરચાની દિશામાં નીકળી રસ્તામાં લશ્કરી ઢબથી ચાલતા હતા તે વખતે અમને કેટલો આનંદ થતો હતો! ત્યાં જઈ પહોંચતાંજ અમે અમારી બે ટુકડીઓ બનાવી. એક ટુકડીએ જુના

કિલ્લા તરફનો ભાગ તાબામાં લીધો અને બીજી ટુકડીએ નદી કાંઠાનો ભાગ લીધો દરેકની લાયકી પ્રમાણે તેને કામ સોંપવામાં આવ્યુ ટુકડીના સેનાપતિ તરીકે જે લાયક માણસોની તેજ વખતે પસંદગી કરવામાં આવી, અને તેમના પર પણ એક મુખ્ય અધિકારી નીમ્યો તે અમારો નેતાજ હતો તે તથા અમલદારોએ પોતાનુ સઘળુ સામર્થ્ય ખરચી પોતાની બહાદુરી, અને ચાલાકી બતાવવાની જરૂર હતી તેમની હોશિયારીની આ વખતે સાચી પરીક્ષા હતી વળી સિપાઇઓએ પણ પોતાનુ કર્તવ્ય બજાવવાની જરૂર હતી કામ ગીરી પૈર ન હોયએ તે વખતે અમે અમારી રસોઈ કરી લેતા, અને બાકીના વખતમાં હથિયારો સાફસુફ કરતા અહા ! એ પ્રસગ કેટલો ભાગ્યશાળી હતો ! તે વખતે ચાલીસ કલાકમા અમને ચાર કલાકથી વધારે ઉંઘ ભાગ્યેજ મળતી ખરેખર ખુદ નેપોલિયનને પણ આગળ આ મર્દની અદેખાઈ આવ્યા વિના ન રહેત !

એક વખત આખી રાત ગોળીબાર ચાલુ રહેતા, સમસમાટ કરતી ગોળીઓ અમારા કાન આગળથી

**મુદ્દાના ગુપ્ત કાગળ** નીકળી જતી બે વાર હુ અને ત્રણ વાર બીજો એક સીપાઇ—અમે બંને પહેરા

ભરતા હતા તે વખતે ગોળીના મારથી મારા નસીબે બચી ગયા ખાઇમા દબાઇને ભરાઈ બેસવા જેટલુજ પહેરો ભરવાનુ પણ જરૂરનુ હતુ, કારણ કે શહેરના સામાપક્ષના બળવાખોરો અને પેલી તરફના ૩૦૦૦ તુર્કોમન વચ્ચે તે વખતે ગુપ્ત વ્યવહાર ચાલતો હતો તે એકમેક સાથે સબધ જોડતા હતા તેથી તેમના પર દેખરેખ રાખવાની જરૂર હતી અને તે અમારે ભર નિદ્રામાં અગત્યનુ ન હતો કેમકે બે વાર બે માણસોને પકડવામા અમે ફત્તેહમંદ નીવડ્યા હતા એક માણસ તો હોડી છોડીને ન્હાસવાની તૈયારીમા હતો તેની સ્થિતિમાજ પ ા ઇ ગ ા ા ત મ મા ગુ મા પ ા યા તે વખતે તેમની

પાસેથી બે કાગળ મળી આવ્યા; અને ખરેખર તેનાજ પ્રતાપે અમે છૂટ્યા. તે કાગળ ખુલ્લા ન પડ્યા હોત, અને શત્રુના હાથમાં ગયા હોત તો અમારા સહ આખું શહેર નાશ પામતાં વધારે વાર ન લાગત.

**મેં પકડેલો પત્ર**

એ પ્રસંગ એવી રીતે બન્યો કે એક દિવસ સવારમાં હું પહેરા પર હતો તે વખતે એક હોડી આગળ કોઇ માણસ નહાવાનું બહાનું કાઢી હોડી છોડવાનો પ્રયત્ન કરતો હતો. તે હોડી આગળ ઘણી વાર સુધી ઉભો રહ્યો તેથી મને શંકા પડી. મેં મારી બંદૂક તેના પર તાકી અને મદદે બીજા માણસોને બોલાવ્યા; મેં પેલા સખસને બૂમ પાડી કહ્યું "ઉભો રહે, ત્યાંથી એક ડગલું પણ હાલ્યો તો જાનથી જઇશ." પેલાને ત્યાંથી નાસી જવાનું મન તો થયું હશે. પણ તેને દબાવી દઇ હું મારી જગ્યાએ સ્થિરજ ઉભો રહ્યો.

એટલામાં બીજો માણસ મદદે આવતાં મેં તે માણસની ઝડતી લીધી. તેની સુરવાળના ખિસામાં સંતાડેલો એક લાંબો પત્ર મળ્યો. તે તુર્કી ભાષામાં લખેલો હોવાથી અમારામાંના કોઇથી તે વાંચી શકાયો નહિ. પછી તે માણસને કેદ કરી પ્રમુખ પાસે લઈ ગયા. પત્રની હકીકત લશ્કરના એક અમલદારે પ્રમુખને વાંચી બતાવી. તુર્તજ પ્રમુખ પોતાની જગ્યાએથી ઉઠયો. અને અમારી પાસે આવી અમને ઘણા આનંદથી પોતાના ખભા પર લઈ ચોમેર નાચવા લાગ્યો. તેણે અમારાં ઘણાં વખાણ કર્યાં. તે આનંદના આવેશમાં આવી જઈ અમારો એક સરખો જયજયકાર કરવા લાગ્યો. તેણે કહ્યું "મારા હિંદી મિત્રો, તમારો જય થાવ. ઇશ્વર તમને લાંબુ આયુષ્ય આપો. કિલ્લાના રક્ષકો! પરમેશ્વર તમને દીર્ઘાયુ કરો. હિંદુસ્થાનનો જય થાવ"

**આનંદનું કારણ**

અમે પ્રમુખના આ ચમત્કારિક વર્તનથી ઘણા આશ્ચર્યચકિત થઈ ગયા. તેનો અમને મહજ અર્થ સમજાયો નહિ. તેને વાંચવાનું મન થતાં જેવું અમે શું કર્યું હતું? શું થયું હશે? ઇત્યાદિ પ્રશ્નો અમારા દરેકના મનમાં વારંવાર આવવા લાગ્યા. પ્રમુખનો આનંદ ગગનમાં માતો ન હતો. તે હર્ષથી પ્રફુલ્લિત થઈ દરેકને તેજ વાત કહેતો હતો. આખરે તે લશ્કરી અધિકારીએ તે પત્રનો અર્થ અમને સમજાવ્યો. તે સાંભળી અમે પણ અજાયબ થઈ ગયા. તે પત્ર સામા પક્ષના બંડખોરોની એક ગુપ્ત ટોળી તરફથી દુશ્મનોને મોકલવામાં આવ્યો હતો. તેનો મજકુર નીચે પ્રમાણે હતો —

"તમે ૩૦૦૦ હજાર માણસો છો અને અહીં આગળ ૩૬ હિંદીઓ જ છે. તમે બીકણ થઈ બેઠા છો, તમને ધિક્કાર છે. અરે બાયલાઓ! આ છત્રીસ હિંદીઓને તો તમે ચાંચડની માફક મસળી શકશો. તે તમને શું ભારે લાગ્યા? આવો, અહીં અમે તમને મદદ કરવાને, તમારા તરફથી લડવાને તૈયાર છીએ. ૩૬ હિંદીઓ સામે ૮૦ માણસજ મોકલો તો બસ છે. શહેર તમારૂં છે. જાટહિંદીઓની કતલ કરવામાં અમે તમને મદદ કરીશું માટે આવો, જલદી આવો."

પ્રમુખના આનંદનું કારણ આ જ હતું. અમારી કર્તવ્યપરાયણતાથી અમને ખરો યશ મળ્યો.

**બીજો પત્ર**

બીજા એક પ્રસંગે અમારા સીપાઈઓએ ગુપ્ત કાગળ લઈ જતા એક માણસને પકડ્યો. તે બધા કાગળો લખવામાં એકજ ટોળીનો હાથ હતો, એમ પાછળથી માલુમ પડ્યું. તે પત્રના આધારે બીજા પણ કેટલાક લોકોને પકડવામાં આવ્યા પણ શાંતિ થતાં તેમને માફ કરી છોડી દીધા.

આવાં બે ત્રણ કારણો બનવાને લીધે અમે વધારે સાવચેત રહેવા લાગ્યા. અમારા કર્તવ્યનું અમને સાચું ભાન થયું; અને એટલી હોશિયારી રાખવા માંડી કે કોઈ માછલું ઉછળવાથી જો પાણીમાં અવાજ થાય તો પણ અમે નજર માંડી માંડીને જોતા.

એક રાત્રે તો ખરી ગમ્મત થઈ. અંધારું ઘોર થઈ ગયું હતું. વરસાદ મૂશળધાર પડતો હતો. અને વિજળીનો ઝબકારો થતો. પવન સુસવાટાં જોર વાતો હતો. તેના તોફાનથી નદી પણ ઘુઘુ અવાજ કરતી વહેતી હતી. કોઈ કોઈથી પરસ્પર એક શબ્દ પણ સાંભળી શકતો ન હતો. જાણે કોઈ કાળ રાત્રિજ હોય ને! આજ ઓક્સસ મટીને પંજશીર આવી કે શું? એવો ભાસ થતો હતો. દૂરથી કાંઈજ જણાતું ન હતું. તે વખતે અમારી ખરી કસોટીનો વખત હતો. કેમકે શત્રુને પણ તે વખતે હુમલો કરવાનો ઠીક અવસર હતો. પાણીમાં થતા દરેક અવાજની સાથે અમે બંદુકોના અવાજ કરતા. અમારા અવાજ પર અવાજ થતાં કિના પર પણ ભારે ગરબડ મચી રહી. આટલા ગોળીબાર થવાનું કારણ જાણવા માટે તે જાતેજ મુસળધાર વરસાદમાં અમારી પાસે આવવા નીકળ્યો. પણ ચોતરફ રેતી હોવાથી તેના દોડવાનો અવાજ અમને સંભળાયો નહિ. તે વખતે પહેરા પર અમે બે જણ હતા. સેનાપતિ નજીક આવતાં ઘોડાનો રપટપાટ સંભળાયો. અમે બૂમ પાડી "Halt, હુરો. પરોલ—" પણ કાંઈજ જવાબ ન મળ્યો. અમે, અમારી બંદુકો સરખી અને સામેથી આવનાર શખસ પર તાકી ઘોડા દાબતા હતા એટલામાં વિજળીનો ઝબકારો થયો; અમે તેના પ્રકાશમાં જોયું તો તે સેનાપતિ હતો. ખરેખર વિજળીથીજ એ વખતે તેનો જીવ બચ્યો. સેનાપતિ પાસે આવ્યો, છતાં તેના તરફ અમે બંદુકો તાકીનેજ ઉભા રહ્યા. તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેને અમારા/આ

વર્ણનની માફક કલ્પના આવી નહિ, અને અમે પણ આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયા અમે કહ્યુ "તમને અમે દહેરો કહ્યુ ત્યારે તમે કેમ બોલ્યા નહિ ? અને પરોન પૂછતા તે કેમ કહ્યો નહિ ?"

સેનાપતિએ અમારી ક્ષમા માગી અને ખુલાસો કર્યો કે વરસાદમા મારાથી કાઇ સભળાયુ નહિ તે વખતે વિજળી ન થઈ હોત તો કેનુ નુકશાન થાત ? સેનાપતિએ અમને વારવાર બાર કરવાનું કારણ પૂછતા અમે તેને તે બાબત સમજાવી એટને તેનુ સમાધાન થતા તે ત્યાથી ચાલ્યો ગયો તે દિવસે કિનાને પોતાનો એક નાયક ગુમાવી બેસવાનો વખત આવ્યો હતો પણ વિજળીએ ખેર ગુજારી.

**ઑક્ટોબરની આખરે**

આ પ્રમાણે અમારો આખો ઑક્ટોબર મહિનો લશ્કરી મમમા ગયો એ આખો મહિનો અમે લશ્કરી સીપાઈ રહ્યા ઑક્ટોબર મહિનાની આખરે ઘુમના વહાણો આવતા અમે અમારા કામથી છૂટા થયા આવેના લશ્કરે નદીને બને કાંઠે ઝાડીઝાડની ઝડી નગમાની અનાજનુ ભુસુ ઉડાવે એમ તુર્કોમનોનો ખોગ કાઢી નાખ્યો તુર્કમેનો એ નાઈ પણ અખાર ન કરતા નાસવાનુ માડ્યું.

તેમનામા ભગાણુ પડ્યુ અને ભયભીત થઈ તેઓ ચાલ્યા ગયા તે જોઈને જ બુખારીઓની બળવાખોર કમીટીએ-રેવ'ોમે એક જાહેરનામુ કાઢ્યુ તેમા એમ જાહેર કર્યું કે "આ બડમા ભાગ લેનારને માફી આપવામા આવે છે અને શાતિમય જીવન ગુજારવાનુ મજૂર કરવા માટે કમીટી તેમને વિનતિ કરે છે વળી આજ સુધી જે જમીન કુટુમ્બ અને કનાન્તરોના તાબામા હતી તે જમીન—જેમને ખેતી કરવી હોય તેમને ભરપત આપવામા આવશે"

લગભગ બે અઠવાડીઆમાં તે જાહેરનામાનુ ધારેલુ પરિ-

**ફતેહમંદ ક્રાંતિ**

ણામ આવ્યું. તુર્કોમનો શત્રુઓ હતા તે મિત્ર બન્યા. ક્રાન્તિનું સત્ય સ્વરૂપ જ્યારે તેમને સમજાયું ત્યારે તેમને પોતાના વિરોધી વર્તન માટે ઘણો પસ્તાવો થયો; અને તે તુર્તજ પાછા આવ્યા. કિર્કિ અને ટિરમિઝની આજુબાજુનો ભાગ જે થોડાજ દિવસ અગાઉ યુદ્ધક્ષેત્ર બન્યો હતો, શસ્ત્રોના ખણખણાટ અને ગોળીઓના સણસણાટ વિના જ્યાં બીજો શબ્દજ સંભળાતો નહતો— તેજ ભાગ થોડા દિવસમાં શાંતિનું સ્થાન બની ગયો. જે તે પોતપોતાના ઉદ્યોગ ધંધામાં લાગી ગયા. ભય, ધાસ્તી સૌ નાબુદ થતાં જ્યાં ત્યાં સુવ્યવસ્થા થઈ ગઈ. આ સર્વ પરિણામ ક્રાન્તિએ ઉપજાવ્યું હતું. તે ક્રાન્તિની પાછળ વેરવૃત્તિ ન હતી. સ્વાર્થ ન હતો; અથવા કોઈ ખાસ જાતિ કે વર્ગને માટે તે ક્રાન્તિ ન હતી. તે સર્વ લોકોને માટે હતી; અને તે ફતેહમંદ પણ નીવડી.

**સાચું સ્વરૂપ**

ક્રાન્તિકારકો ચોક્કસ જાણતા હતા કે જે તુર્કોમનો આજે અવળે માર્ગે ચડ્યા છે—ક્રાન્તિ વિરુદ્ધ હથિયાર ઉંચા કરી ઉભા રહ્યા છે તેમાં તેમનો દોષ નથી; પણ બુખારાના અમીરનો છે. તેણેજ ગરીબ ખેડુત—તુર્કોમનોને બગાડ્યા હતા. તેણે તેમના મનમાં ક્રાન્તિ વિરુદ્ધ ગમે તેમ ભેરવી દીધું હતું અને તેના પરિણામેજ ખેડુત—તુર્કોમનો ક્રાન્તિની વિરુદ્ધ પડ્યા હતા. તે તેમના અજ્ઞાનનું પરિણામ હતું. ક્રાન્તિ કોના માટે હતી એ જો તેમને સમજાયું હોત તો તેઓ ક્રાન્તિકારો સામે કદિ હથિયાર ઉપાડત નહિ; પરંતુ તે સ્વરૂપ છેવટે તેમના ધ્યાનમાં આવ્યું. રેવકોમને એટલી વાત ચોક્કસ ખબર હતી કે ક્રાન્તિનું ખરૂં સ્વરૂપ ખેડુતોના સમજવામાં આવતાં તેઓ ક્રાન્તિની સામે કદિ થશે નહિ. અને તેજ વાત આખરે ખરી ઠરી.

**કલિંગડાંવાળો**

ખરેખર! કેવો ચમત્કાર બન્યો. જાણે કોઇ જાદુગરનો દંડજ ફરી ગયા જેવું થયું. અમને કેદ કરનાર તુર્કમનો બજારમાં કલિંગડાં વેચવા આવશે એવી કલ્પના નવલકથામાંજ કરી શકાય; પરંતુ વસ્તુસ્થિતિ એવીજ બની. અમે જેમના કેદી હતા તે તુર્કમન એક દિવસ બજારમાં કલિંગડાં વેચવા આવ્યો. અમને જોતાંજ તે અમારી પાસે દોડી આવ્યો અને અસંખ્ય વાર પગે પડી અમારી માફી માગી. તેણે કહ્યું "મેં તમને બહુ દુઃખ દીધું છે, મને માફ કરો. હું તમારો મોટો અપરાધી છું. હું ક્લાંતરો અને મુલ્લાંના કહેવાથી ભૂલાવામાં પડ્યો. મારી ગેરસમજુત થઈ તેથી મેં એવું દુષ્ટ વર્તન ચલાવ્યું. નહિ તો હું તેમ ન કરત. મુલ્લાંએ અને ક્લાંતરોએ બુખારી જાડેદિસોનો દ્વેષ કરવાનું અમને શીખવ્યું. ક્રાન્તિનાં ખરાં કારણો તેમણે દબાવી રાખ્યાં અને તેમના આપેલા હુકમો અમે પાળ્યા. તેથીજ અમારા હાથે આવાં અઘટિત કૃત્યો બન્યાં."

**છૂટકારાના લાભ**

અમે કહ્યું "હવે જાડેદિસ તમને કેવા લાગે છે?" ત્યારે તેમણે આ પ્રમાણે ઉત્તર આપ્યો: "અમે અત્યાર સુધી ક્લાન્તરોના અને સ્વાર્થી દુષ્ટ મનસ્વી વર્તનવાળા અમીરના ગુલામ હતા. અમને તે ઝુંસરીમાંથી જાડેદિસોએ છોડાવ્યા. તે ભાઈની માફક અમારી મદદે દોડી આવ્યા. અમારી ગુલામગીરીના છૂટકારાનું બધું માન તેમને છે. અમીર અને ક્લાન્તરો અમારા પ્રત્યે કેવું વર્તન ચલાવતા હતા તે અમનેજ ખબર છે! અમને હવે તેમનો તિરસ્કાર આવે છે. આ નવીન વ્યવસ્થા હેઠળ અમે બધા તુર્કમનો અત્યંત સુખી છીએ. અમને પૂરી સ્વતંત્રતા છે. અમે પંચાયતોમાં ભાગ લઇ શકીએ છીએ. અમને પુષ્કળ જમીન મળી છે. અને જેને જેટલી જમીન જોઇએ તેટલી ખેડવાને આપવામાં આવે છે;

તેમજ કર પણ તેના પ્રમાણમાં નહિ જેવાજ છે; નકામા કર અમારે હવે આપવા પડના નથી. આ સર્વ બાબતોનું માન ગોવિયેરોનેજ છે."

જ્યાં ત્યાં શાંતિ સ્થપાતાં, સર્વ કાંઈ થાળે પડ્યા પછી અમે ત્યાંથી ઉપડવાનું ઠરાવ્યું. પણ પ્રમુખ અને રેવક્રામના મનમાં અમારો યોગ્ય સત્કાર કર્યા વિના અમને જવા દેવાની ઇચ્છા ન હતી. તેમનું કહેવું એવું હતું કે "કિર્કિ બચાવવાના કામમાં જે સહાય તમે કરી છે તે ઉપકારનો કાંઈ પણ અંશે બદલો વાળવાની અમારી ફરજ છે. માટે તમે હજી થોડાક દિવસ અહીં રહો" પરંતુ અમારે આગળ જવાની જરૂરજ હતી; અને તે ઠેકાણે અમે પૂરતો વખત રહ્યા હતા એટલે ખાસ આગ્રહપૂર્વક માંગણી કરતાં અમને આગળ જવાની પરવાનગી મળી.

**ચારજુઈમાં સ્વાગત**

કિર્કિમાં અમારું ઘણું સન્માન કરવામાં આવ્યું (અમારા મિત્રો પણ એ સન્માન મેળવવામાં સામેલ હતા.) તે પછી અમારી બોટ જુઇ પહોંચી. ત્યાં પહોંચ્યા ત્યારે તદન રાત પડી જવાથી તે રાત અમે બોટ પરજ કાઢી. પહો ફાટતા પહેલાં અમે કિનારા પર લશ્કરી સ્વાગતનું બેન્ડ સાંભળવા લાગ્યા. સૂર્ય ઉગે ન ઉગે એટલામાં અમારા સ્વાગત માટે રેવક્રામ લોકો અમારી હોડી આ-ગળ આવી હાજર થઇ ગયા. તેઓએ અમારો જયજયકાર કર્યો. "કિર્કિને બચાવનારાઓને ઇશ્વર લાંબુ આયુષ્ય આપો, અમારા હિંદી મિત્રોને પ્રભુ સુખી રાખો; આંતર રાષ્ટ્રીય સંગઠન ચિરકાળ ટકી રહો." ઇત્યાદિ અવાજથી આખું આકાશ ગાજી ઉઠયું. તે અવાજ એટલો પ્રચંડ હતો કે દૂરની ખાલી હોડીઓમાં પણ તેનો પડઘો સંભળાતો હતો. ફૂલના હાર અને છૂટાં ફૂલની વૃષ્ટિનો કાંઈ સુમારજ ન હતો. જ્યારે તેમનો ઉત્સાહભર્યો સમારંભ પૂરો થયો ત્યારે અ-મને એક સુંદર શણગારેલા ગેસ્ટહાઉસમાં મોટા ઠાઠમાઠથી સરઘસ

ગાડી લઇ જવામા આવ્યા તે આખો દિવસ સાર્વજનિક સત્કાર સમારંભ અને ભાષણમાંજ ગયો સાંજે વાગુ થયા પછી અમને શહેર જોવા માટે બહાર લઈ જવામા આવ્યા .પણ અમારી ખિલાફત પાર્ટી, તુર્કસ્થાન—અનાતોલિયા જવાને પાસ પોર્ટ કઢાવવા માટે ઘણુ વાર પણ વિલંબ ન કરતા ઑફિસમા ગઈ તેમની આગળ તેજ મુખ્ય પ્રશ્ન હતો

ફિર્ઝી, અને દિરમિઝ કરતા ચારજુઇ ઘણુ મોટુ શહેર છે. તાશકંદ, બુખારા અને ક્રાસ્નોવસ્ક અ-

**તાશકંદનો ટેલિગ્રામ** હીંથી રસ્તામા આવે છે તે રેલ્વે જંક્શન છે મોટી મસીદો અને સોનેરી કળશવાળાં મિનારો હોવાથી શહેરની શોભા એવડી વધી છે, થોડે થોડે અંતરે બગીચા અને સભાગૃહો છે ત્યાના યાહુદી ઘણા બુદ્ધિશાળી છે ત્યાં કેટલોક વખત રહેવાની અમારી ઇચ્છા હતી પરંતુ શહેરની સંસ્થાઓ અને અંદર આખુ શહેર જોઇને પાછા આવતા તાશકંદના અમલદાર તરફથી અમને એક ટેલિગ્રામ મળ્યો તેમા અમને જેમ બને તેમ જલદીથી તાશકંદ જવાની પરવાનગી આપવા માટે ચારજુઈના રેવકોમને જણાવવામા આવ્યુ હતુ. પરંતુ અમારી ધર્મવેની ટોળીએ અમારી સાથે આવવાની સાફ ના પાડી તેમનુ કહેવુ એવુ હતુ કે "એ રસ્તે અમે આવવાના નથી ક્રાસ્નોવસ્ક અને બાકુને રસ્તેજ અમે તો અનાતોલિયા જઇશુ"

રેવકોમે તેમને અનેક રીતે સમજાવીને કહ્યુ કે તે માર્ગે જવાની પરવાનગી અમારાથી આપી શકાય એમ નથી, પણ તેની કાંઈ અસર થઈ નહિ અનાતોલિયા જવાનો સહેલો રસ્તો તાશકંદ વાળો હતો એટલે તે રસ્તે જવાની પરવાનગી મેળવવીજ ઠીક પડત. પણ તે લોકોનો દુરાગ્રહ કાંઈ ઓરજ હતો તે પોતાની હઠ કેમે કરતા છોડવાને તૈયાર ન હતા તેમણે કહ્યુ કે અમને જોઇએ તો-

પકડો, કોર્ટમાં ખડા કરો, ફાવે તો જેલમાં પૂરો, પણ તે રસ્તે તો અમે જવાના નથી.'' અમલદારોને તેમ કરવું બરાબર લાગ્યું નહિ. બુખારા જતી ટ્રેન ઘણો વખત ખાસ થોભાવી રાખી તે ધર્મઘેલા મિત્રોને તેમણે અનેક રીતે સમજાવ્યા; અને કહ્યું કે તમે તમારા સોબતીઓ સાથે જાવ; નજ જવું હોય તો બીજો હુકમ આવતા સુધી ચારજુઇમાં રોકાવ.'' પરંતુ એ બધું ન ગણકારતાં તેઓએ કાર્સનોવસ્ક જતી ટ્રેનમાંજ ઘુસવાનો છેવટે પ્રયત્ન કર્યો.

અમારા તે જીવજાન મિત્રોને તેમના નસીબ પર સોંપી અમે ગાડીમાં બેસી બુખારા જવા નીકળ્યા.

**બુખારામાં સ્વાગત** રાત્રે અમે કાલઘન પહોંચ્યા. તે ગાડી ઠેઠ બુખારા જતી ન હોવાથી તે બદલી બીજી ગાડીમાં બેસી અમે આગળ વધ્યા. "કિર્ગીના સંરક્ષક" તરીકે બુખારામાં જે અમારૂં સ્વાગત કરવામાં આવ્યું તેનું વર્ણન વાંચકને અતિશયોક્તિ ભર્યું લાગશે ! અમારા સન્માન તરીકે અમને દરેક જણને એક એક જામો-ગાઉન-આપવામાં આવ્યો. બુખારાના સન્માનની એ એક ખાસ રીત હતી. અમે કોઇ પણ દૃષ્ટિએ, કોઈ પણ સ્વરૂપમાં અમારા કાર્યનો બદલો લેવાને તદન નારાજ હતા. સાધારણ મેમાનની માફક અમારી બરદાસ્ત કરવામાં આવે એવી અમારી ઇચ્છા હતી. પણ બુખારીઓનો ઉત્સાહ અવર્ણનીય હતો. તેમણે અમારૂં કાંઇજ સાંભળ્યું નહિ; અને તેમના આગ્રહ આગળ અમારે નમતું આપ્યા વિના છૂટકોજ થયો નહિ.

પૂર્વ તરફના લોકો—પછી તે સમાજવાદી હો કે સામ્યવાદી હો—પણ પરાપૂર્વથી ચાલતી આવેલી આદર સત્કારની રીત પ્રમાણે મેમાનનો સત્કાર કર્યા વગર રહી શકતા નથી. તેમનામાંથી એ રીત નાબુદ થતી નથી. તેઓ ગમે તેટલા દૂર જાય, તેમનામાં ગમે તેટલો ફેરફાર થાય તો પણ તેમનામાં તે રિવાજ કાયમજ

રહેલો માલમ પડે છે. બુખારામાં પણ તેમજ થયું. બુખારી અંદેરિઓએ સ્વાગત અને આતિથ્ય સત્કારથી અમને તદ્દન ગુંગળાવી નાંખ્યા. બુખારાના અમીરનું મકાન જે એક વખતે રંગમહેલ હતો, અમીરનું અંતઃપુર હતું તે પ્રચંડ સુંદર મકાન અમને ઉતરવાને આપ્યું; ટૂંકામાં ત્યાં અમારી ઘણીજ ખાતરબરદાસ કરવામાં આવી.

**પૂર્વની સંસ્કૃતિ**

અમે અમારા શરીર પર જ્યારે તે ભેટ મળેલા ઝભ્ભા ચડાવ્યા ત્યારે કોઈક ઈરાની યાત્રાળુ જેવાજ અમે લાગતા હતા. બુખારામાં એક મસીદ જેવી મખતબ (શાળા) છે, અને તે પૂર્વ તરફના દેશોમાં શિક્ષણનું એક કેન્દ્રસ્થાન છે. ટિરમિઝ, કિર્કી અથવા તાશકંદ જેવા નાના શહેર સાથે બુખારાની સરખામણી થઈ શકે એમ નથી. બુખારા એ પૂર્વ તરફની સંસ્કૃતિનું જન્મસ્થાન છે. પૂર્વની સંસ્કૃતિની બધીય અજબના આ શહેરમાં છે. ઇસ્ફહાન શહેર એને કાંઈક મળતું આવે છે. અહીં રશિયન કલા ને રશિયન શિલ્પ વધારે જણાતાં નથી. તે બરાબર ઈરાની ઢબનું શહેર છે, બીજાં સ્થળો કરતાં અહીં મુસાફરખાનાં ઓછાં છે. અહીંથી અફ્ઘાનિસ્થાન અને દૂર યરકંદ, તથા કાશગર સુધી આ શહેરનો વેપાર ચાલે છે. અફ્ઘાનિસ્થાનમાં થઈને પ્રવાસ કરતાં જેમ વણઝારાઓના ઘંટનો મધુર અવાજ સંભળાય છે તેમ અહીં પણ સંભળાય છે! ખરેખર! તે અવાજ જાતે કાનોકાન સાંભળ્યા વિના તેની મધુરતાની કલ્પનાય આવે તેમ નથી. મધમાખીઓના ગણગણાટ કરતાં પણ તે વધારે મીઠો લાગે છે.

**ક્રાંતિનાં ઉચ્ચ તત્ત્વો**

અત્યારે નવા જમાનામાં પણ બુખારા પ્રથમના જેવુંજ લાગે છે, માત્ર નવીન સુધારાથી તેની સુંદરતા ઓર ખીલી નીકળી છે. બુખારાની રાજ્યપદ્ધતિના ફેરફાર સામે તેના રીત રિવાજમાં

પણ ફેરફાર થયો છે. જૂની શિક્ષણ સંસ્થાનો જૂના વિચારનો શિક્ષક, તુર્કમન અને ઉઝબેગને બન્ને તેટલો અજ્ઞાનમાંજ રાખતો. જાત જાત વચ્ચે વેરભાવનો અગ્નિ સળગાવવામાંજ તેમના શિક્ષણની સમાપ્તિ થતી; પરંતુ આજે તેજ જૂના વિચારની સંસ્થા તેમને નવીન જમાનાનું શિક્ષણ આપે છે; મહેનત મજુરી ઉપર જીવનારા સામાન્ય વર્ગનું સંગઠન કરવામાં તે રોકાઈ ગયા છે. સાર્વજનિક હિત અને લોકો પ્રત્યેના પ્રેમ ઉપરજ તે સંગઠનનો સર્વ આધાર છે. ભાષા, વર્ણ, જાતિ એમાંનું કાંઇ તેમાં આડે આવતું નથી. ક્રાન્તિના હાઉમાં જે ઉંચાં તત્વો, જે સાર્વજનિક હિતની ચળવળ વગેરે રહેલાં છે તે જોઇનેજ જુદી જુદી જાતના–સૌદ, ઉઝબેગ, તાજક અને તુર્કમન લોકો એકત્ર થયા છે. તેમના પ્રતિનિધિઓ પ્રગતિની ઢબનો એટલે નવી પદ્ધતિનો પોશાક પહેરે છે; ત્યારે વેપારીવર્ગ જૂનો–મધ્ય યુગની ઢબનો પોશાક પહેરે છે. એક ઠેકાણે બન્ને ઢબનું મિલન થતું જોતાં બહુ મજા પડે છે.

ક્રાન્તિને લઇને તેમના પહેરવેશની રીતમાં જો કે ઘણો તફાવત પડયો નથી તો પણ "અમીર એટલે મુસલમાનોનો પ્રમુખ, રાજા–એટલે સર્વ સત્તાધીશ! તે કહે તે સૌએ માનવુંજ પડે" એવી એવી વિચારધારા બદલાઇ જઇ તેમાં આભ જમીનનો અંતર પડ્યો છે. વૃદ્ધ, યુવાન સૌને અમીર સામે વિરોધ છે. તેના પર તેમને તિરસ્કાર આવે છે. સર્વ કોઇ આજે તેનું અસ્તિત્વ સહી શકતા નથી.

**બુખારાની ક્રાન્તિનાં કારણો**

બુખારામાં અમે ત્રણજ દિવસ રહ્યા તોપણ ત્યાં થયેલી ક્રાન્તિનું પૂર્ણ સ્વરૂપ અમને એટલી વારમાં સમજાઈ ગયું. એ ક્રાન્તિ અમીરની અને તેના અમલદાર વર્ગની જુલમી રાજ્ય વ્યવસ્થા તેમજ જોહુકમીને લીધે ખાસ

કરીને થઈ હતી સર્વ રીતે અમીરજ તેનું નરપુભૂત હતો તેના જુલમી પંજામાથી ગજ્યો એક પણ યુવાન કે યુવતિ બચ્યા નહિ જે જે કેમગે અમીરના માણસોની કોઈ સુંદર છોકરો કે છોકરી જણાય ત્યાંથી તેનું અપહરણ કરી અમીરના મહેલમા તેને ગ્યાના મ્હતામા આવતા અમીર દુરાચારી ને દુર્વ્યસની તો હતોજ, ઉપરાત તે અત્યંત વ્યભિચારી અને નિર્લજ્જ હતો જનસમાજમા તેને માટે સ્થાનજ ન હતું

• આવી રીતના સામાજિક અધઃપતનની બાબતોમા, સામાજિક નિંદા જોગ વિષયમા ઉતરવાનું મને

ધર્મ એટલે કેફ

બીલકુલ પસદ નથી—અને તે મારો ધધો પણ નથી પરંતુ મને જે બાબતો જણાય છે તે સબંધે લખવાની મોના લાજે ફરજ પડી છે! પ્રાચીન મળના સુલતાન કરતા પણ બુખારામા એશઆરામ વધારે હતો મહમદશાહનો વિનાસ ને તેની વિનાશદૃતિ આ અમીર સરેણના વિનાસ આગળ કાઇજ વિસાતમા ન હતા પ્રસગોપાત અમીર વિરુદ્ધ પ્રજામા કાચ ચણગણ થતી તો તેજ વખતે ' અમીરનું રાજ્ય—અમીર—અમીર ઉલ—મોમેનીનનુ રાજ્ય એટલે દેવનુ રાજ્ય છે, રામ રાજ્ય છે, ' એમ કહેવા માટે મુલ્લાઓને મોકલવામા આવતા તેઓ ખેડુતોમા અને ગરીબગુરબામા તે માન્યતાનો પ્રચાર કરતા અમીરનું રાજ્ય સુરાજ્ય છે એમ તેમને ઠસાવતા જનસમાજને મૂળથીજ ધર્મ વહાનો ટોપ છે તેમા મુલ્લાદ્વારા તેનું પ્રવચન થતુ—એટલે જનસમાજની અધશ્રદ્ધાનો કાઈ આરો ન હતો મૂળે ધર્મ એટલે એક જાતનો કેફજ છે અને તે કેફ મુસલમાનોને તો ઘણોજ છે તે કેફ એક વાર ચડે એટલે પછી ઈ પૂછવુજ નહિ તેની આગળ તેમને પોતનુ પારકુ કાઈજ જણાતું નથી તેવીજ સ્થિતિ બુખારામા પણ હતી અને તેના નપૂર્ણ નામ

અમીર લઇ લેતો તેની સત્તા મૂળમાંથી ઉખેડી નાખવાનો કોઈ પ્રયત્ન કરે તો તેના પર ધર્મના રક્ષણનું બહાનું બતાવી ધર્મનું અસ્ત્ર છોડવામાં આવતું, અને તે અસ્ત્ર ઉઝબેગ, તુર્કોમન જેવા અજ્ઞાન અભણ લોકોના હાથમાં જતા અમીર વિરુદ્ધ ચળવળ કરનારાઓનો તુર્તજ મોક્ષ થતો પહેલાના અમીરની કારકીર્દિમાં બુખારાની જે પ્રતિષ્ઠા હતી, બુખારા જે સમૃદ્ધિના શિખરે ચડ્યું હતું, તે પ્રતિષ્ઠા છેલ્લા અમીરની કારકીર્દિમાં નષ્ટ થઈ ગઇ હતી. પહેલા તે જેટલું ચડેલું હતું તેટલુંજ તે સમૃદ્ધિના શિખર પરથી નીચે પડ્યું.

**ઘડો ભરાયો**

છેલ્લા અમીરે તો તેને નર્કપુરિ બનાવી દીધું ' કોઇની કોઈ દાદ ફરિયાદ સાંભળતું નહિ કોઇ તેનો વિરોધ કરે તેને તત્કાળ દાબી દેવામાં આવતો તે વખતે સેંકડો યુવાનો બુખારા છોડી તુર્કસ્થાનમાં છુપાઇ રહ્યા અમીરના પાપનો ઘડો ભરાવાની તેઓ વાટ જોઈ રહ્યા હતા જ્યારે ક્રાન્તિનો સમય નજીક આવ્યો, જ્યારે રૂશિયાના ઝારને રાજ્યાસન પરથી પ્રજાએ પદભ્રષ્ટ કર્યો ત્યારે બુખારાના અમીરનો ઘડો પણ ભરાયો તુર્કસ્થાન ગયેલા યુવાનો જાહેરમાં આવ્યા તેમણે ક્રાન્તિનો અભ્યાસ કર્યો ક્રાન્તિ કેમ કરવી તે તેમણે જાણી લીધું તેમણે ઉઘાડેછોગ બુખારામાં પ્રવેશ કર્યો. લોકો ટમટમી રહ્યા હતા આથી તેમણે પ્રવેશ કરતાજ લોકોએ પણ તેમને સાથ આપ્યો અને અમીર સામે ઉઠ્યા

**પહેલો પ્રયત્ન**

પણ ક્રાન્તિકારક યુવાનોનો એ પહેલો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. લોકોનું તે વખતે બરાબર સંગઠન થયું ન હતું, અને સંગઠન વિના યશ શી રીતે મળે ? ઉલટું તેના પ્રયત્નથી તેમને ભારે નુકશાન વેઠવું પડ્યું તે પરાજયમાં સેંકડો યુવાનોની કતલ થઇ ગઇ ક્રાન્તિનો પાયો નાખવા માટે સેંકડો યુવાનોએ પોતાના

પ્રાણુના બલિદાન આપ્યા ક્રાન્તિનો ધ્વજ પોતાના લોહીથી રંગ્યો. પણ ક્રાન્તિનો વધારો પહેલા પ્રયત્નથી ચગડ્યો, તે વખતે જે જુલમ તેમને વેઠવા પડ્યો તેની હદ નથી! જેના પણ રાજ પડ્યો તેમને પણ અઘોર પ્રાયશ્ચિત્ત–દેહાન્ત દંડ આપવામા આવ્યો બુખારાની બીજી ટેગી પાડી તુર્કસ્થાનથી નાસી નાઠ અને તાશ્કંદમા ફરીથી ક્રાન્તિકારક સમિતિ સ્થપાવામા આવી

તેમની તૈયારી પૂરી થતા તેઓએ રશિયા પાસે મદદ મેળવવાની ઇચ્છા કરી અને ફરીથી બુખારામા આવી ધામણી નાખી અમીરની નિર્દયતાની કમાન આ વખતે ભયંકર ચઢી. ક્રાન્તિની ચળવળમા જેઓ સામેલ થયા હતા તેમના સગા સબંધીને પકડીને સખત શિક્ષા કરવામા આવી તેમને જાનથી મારવામા આવ્યા એઇના ઉપર પણ અમીરે દયા કરી નહિ સરકાર વિરુદ્ધ ઉભેલા માણસને શિક્ષા કરવા માટે–એટલે કે તેમના પ્રયત્નને ધૂળમા મેળવવા માટે નાના નાના દુકાનદારોને પણ નાસ્તો લેવાની સરકારે ફરજ પાડી

**અમીર નાઠો**

પરતુ તે વખતે લાલ તોપોના મારાને લીધે બુખારાના અજેય ગણાતા કિલ્લામા સેંકડો બાકા પડ્યા તે વિજયની ખાનગી ખબર જોતજોતામા આખા શહેરમા ફેલાઈ જે અસભવિત હતુ તે સભવિત બન્યુ અમીરનુ સ્વામીત્વ, અમીરની દુર્જયતા ખોટી ઠરી. લોકોને જુસ્સો ચડ્યો તે ફત્તેહથી લોકપક્ષને હિંમત આવી અમીરના લશ્કરે સુધરેલા શસ્ત્રાસ્ત્ર સામે પોતાના દેહનુ બલિદાન આપવાની ના પાડી આ વખતે અમીરની મનોદશા ઘણી કફોડી થઇ બીજો કોઈ ઉપાય ન જણાતા તે પોતાના તનાહુગાર મડળ અને કુટુબ પરિવારસહ નાસી ગયો અને તેજ ક્ષણે બુખારામા લોકસત્તાક રાજ્યની આણ ફરી આમ બુખારામા લોકસત્તાક રાજ્યની સ્થાપના થઈ

કિર્કીના રક્ષણકર્તા તરીકે અમારા છત્રીસ જણનાં નામ પણ બુખારાના ઇતિહાસમાં જોડાઈ રહ્યાં; અને અમને રજા મળી. હિંદી મિત્રોના કાર્ય સંબંધી બુખારીઓની સહાનુભૂતિ અસાધારણ હતી. બુખારાના કેટલાક લશ્કરી અમલદારોને તે વખતે જે આનંદ થયો હતો તે તેમના હૃદયમાં માય એવો ન હતો. પૂર્વના લોકો સ્વભાવેજ ભાવના પ્રધાન હોય છે, અમે જ્યારે નીકળ્યા ત્યારે તેમની આંખમાંથી આંસુ નીકળવાં લાગ્યાં. અમારા કાર્ય પ્રત્યે તેમની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. અમને થાક્યા પાક્યા, પારકા પરદેશમાં નિરાધાર જતા જોઈ તેમને તેમના અજ્ઞાતવાસનું સ્મરણ થયું. તેમને પણ એક વાર આમજ દેશ છોડી પરદેશ જવું પડ્યું હતું. તુર્કસ્તાનમાં ભરાઈ રહેવું પડ્યું હતું. એક વાર તેમને પણ દેશમાંથી દૂર ફેંકી દેવામાં આવ્યા હતા. આથી તેમણે અમને ઉપર ઉપરથી રજા આપી, પણ તેમના હૃદયની અમારા હૃદય સાથે જે ગડભાંગ ચાલતી હતી, અમારા માટે જે તેમનો જીવ બળતો હતો, તેનું અહીંઆ શું વર્ણન કરવું? તેવી સ્થિતિમાં અમને એકમેકથી છૂટા પડતાં પારાવાર દુઃખ થયું.

**અમે તાશકંદ પહોંચ્યા**

**વસમી વિદાય**

તે ઠેકાણે હિંદીઓ હતા—હિંદુ પણ હતા ને મુસલમાન પણ હતા. હિંદુસ્થાનની ચળવળ સંબંધી અમારે મોઢે હકીકત સાંભળતાં તેમની જિજ્ઞાસા દરેક ક્ષણે વધતી જતી હતી. તેમનો ઉત્સાહ જબરદસ્ત હતો. હિંદુસ્થાનની રાષ્ટ્રીય ચળવળ વિષે તેમણે અમને ફરી ફરીથી પૂછ્યું. રાષ્ટ્રીય ચળવળ વિષે સાંભળતાં કેટલાકને તો એટલી લાગણી થઈ કે પોતાનાં સર્વ ઘરબાર, માલમિલકત, વેપાર રોજગાર સર્વ વેચી સાટી અમારી સાથે હિંદુસ્થાનના કાર્ય માટે સામેલ થવાને તૈયાર થયા; પરંતુ તેવું કરવાને હજી વાર છે એવી અમે

તેમને સ્પષ્ટ સમજણ પાડી તેમનાથી છૂટા પડતા અમારા મન પણ અતિશય દુભાયા અમારા કલ્યાણ માટે તેમણે ઘણી ઘણી ઈચ્છાઓ પ્રગટ કરી અમે તેમને છેલ્લી સલામ કરી એટલામાં ગાડીની ગીસોટી પણ વાગી અમારા મિત્રો અમારા તરફ એકીટસે જોઈ ઉભા રહ્યા, અને ગાડી ફફ કરતી તેમના દૃષ્ટિપથમાંથી અમને દૂર ખેંચી ગઈ

સવાર થતા થતામાં અમે સમરકંદ મૂક્યું. આજ કૈનણે તૈમુરલંગ પોતાની કબરમાં સુખે નિદ્રા લેતો હતો સમરકંદના મી- તાફળ આજે પણ વખણાય છે તે બહુ મીઠા હોય છે અને તદ્દન નાના નાના વ્હીએ તો પણ ફૂટબોલના જેવડા થાય છે સમરકંદ પછી અમે ક્યાંય થોભ્યા નહિ અને બીજે દિવસે તાશકંદ જઈ પહોચ્યા એ સ્ટેશનની રચના જેમણે જબલપુર સ્ટેશન જોયુ હશે તેમને તુર્ત આવી જશે

પ્રથમના સ્થળ જેવોજ આદરસત્કાર તાશકંદમાં પણ અમને થયો

**ગેસ્ટહાઉસમાં જતાં** તાશકંદના સ્ટેશન પર અમે ઉતર્યા તે વખતે અમારા માટે ઠરાવેલા સ્થળે અમને લઇ જવાને સ્ટેશન પર મોટરો અને ગાડીઓ હાજર હતી જેમની જીંદગીનું ધ્યેય ક્રાન્તિજ બનેલું હતું, એવા આચાર્ય અબ્દુલ રબ વગેરે ખાસ વ્યક્તિઓથી માંડીને બીજા ઘણા નાના મોટા ક્રાન્તિકારો ત્યાં હતા તેમનામાં બે પક્ષ હતા તેમાં એક પક્ષના અગ્રેસર અબ્દુલ રબ હતા અને બીજા પક્ષના અગ્રેસર એમ એન રોય હતા અમે સ્ટેશન પર પહોચતા પહેલાંજ અબ્દુલ-રબના માણસો સ્ટેશન પર હાજર હતા તેઓએ અમે ત્યાં ઉતરતાંજ અમારામાંના કેટલાક અજાણ્યા માણસોને પો તાના મંડળમાં સામેલ કરી દીધા અને કહ્યું "હમણા અમે ક્રાન્તિ

મળવાના નથી અમારે અભ્યાસ કરવો છે, તમારી દરેક પાર્ટીનો અમે અભ્યાસ કરીશું "

ત્યાંના લોકોમાં અબદુલ રમ, આચાર્ય અને ખનિત બે, એ ત્રણે ઘણા માનીતા હતા લોકોમાં તેમનુ બહુ વજન હતું. તેમનો મુખ્ય ઉદ્દેશ અને ઉદ્યોગ રાય, અનનિ, મુકરછ અને મહમદઅલીના પક્ષને તોડી પાડવાનો હતો, મુસલમાની વસાહત હોય તે ઠેકાણે જઇ તેમને એકમેકના તત્વ વિરુદ્ધ ભરમાવી પોતાનુ સ્થાન મજબૂત કરવાનો હતો અમે તો ત્યા માત્ર તટસ્થ–પ્રેક્ષક તરીકે રહ્યા.

અમે જો કે તટસ્થ હતા તોપણ અમારામાંના કેટલાક જણને હિંદુસ્થાનના પ્રતિનિધિ તરીકે બાકુ-

**બાકુ પરિષદ્**

પરિષદમાં ચૂટવામા આવ્યા. એ પરિષદ કાઇ મેનિરી ટોગીની પરિષદ ન હતી, અથવા માળામાના પક્ષીઓ ભેગા કરી ભરેલી વર્સાઇલ્સની પરિષદ ન હતી ત્યા શબ્દોની મારામારીનુ યુદ્ધ ન હતુ, કે નકોતી મયદાબાજી, લુચ્ચાઇ કે ચાકા ડુરાજ! જુલમથી નાસેલા અને હમણાજ જુલમથી છૂટકો પામેલા, સ્વતંત્ર થયેલા યુવાનોની તે પરિષદ હતી. ઉઝબેગ, તુર્કોમન, સર્ડસ, તાજિક વગેરે સર્વ જાતના લોકો ત્યા પોતાની લાગણી દર્શાવવા એકત્ર થયા હતા. છતાયલા રાષ્ટ્ર વિષેજ ત્યા તેમને બોલવાનુ હતુ છતાયલાઓનુ સગઠન કરવુ એજ તેમનો ઉદ્દેશ હતો. કેટલાક માજી તુર્કી સેનાપતિ અને પાશાએ પણ તે પરિષદમા હાજર હતા પૂર્વે એક વાર તે લાઠીશાહીના પક્ષકાર હતા પણ હવે તેઓ લોકશાહીના અગ્રેસર બન્યા હતા પૂર્વના રાષ્ટ્રનુ એકી કરણ કેમ થાય, પૂર્વના દેશ એક વાગ્ગ હોય કેવી રીતે આવે એજ તેમનુ અત્યારે કહેવુ હતુ. પૂર્વના લોકોનુ એકીકરણજ તેમના વિચારનો વિષય હતો આ પ્રમાણે તે પરિષદનું સ્વરૂપ ઘણુ હૃદયગમ હતું.

**હિંદીઓનાં ભાષણ!**

• હિંદી પ્રતિનિધિ પૈકી કેટલાક પ્રતિનિધિઓ બોલવાને પોતાના મુદ્દા પર ભાર આપવા માટે પોતાની તકરારો મ્યાનમાંથી બહાર મુકતા હતા. તેમના ભાષણ ખતમ થતા સુધી તેમના હાથ, અને કમરે લટકાવેલી તલવારોને આરામ ન હતો તે પરિષદ ખરેખર વિલક્ષણ હતી આ સ્થળે મૂર્તિમંત ઉત્સાહ જણાતો હતો યુવાનોના અંગમા હોવા જોઈતા બે ગુણ—હિંમત અને આત્મત્યાગ, તેમનામા ઓતપ્રોત ભરેલા જણાતા હતા દરેક જણ વક્તા નહતો, છતા રણભૂમિનો સીપાહી તો હતોજ, અને સીપાહીઓનુ બોલવુ કેવુ હોય તે કાંઇ કહેવાની જરૂર નથી બોલવુ, હાવભાવ—બધું લશ્કરી ઢબનુ હતુ તે બધી સભા હતી કે બોખારા બોખાર કરીને બોલે? સ્વતંત્રતાનો વિચાર કરવાને ભેગા થયેલા યુવાનોની તે પરિષદ હતી જુલમથી મ્લાન થયેલી પૂર્વ દિશા—અને તેજ પૂર્વના સ્વતંત્ર થયેલા કેટલાક દેશોનુ તે મધુરમિલન હતુ ભાષણની સ્વતંત્રતા એને મૂર્તિમંત સ્વતંત્રતાજ તે યુવાનોના મુખદ્વારા બહાર નીકળતી હતી તેનુ વર્ણન અમે કહિ શકતા નથી ભાષણજગતનુ ત્યા જાણે મોટુ પૂર આવ્યુ હતુ આગના દિવસ જેમણે પોતાનુ ભાષા સ્વાતંત્ર્ય, વાણીની સ્વતંત્રતા, છીનવી લીધા હતા તેમને તે ઉત્તર રૂપે હતુ ભાન વારદા જોઈ જેમના તેમના હૃદય સાગરમા સ્વાતંત્ર્યની ભાવનાના મોજા ઉછળતા હતા અને તેનુ શબ્દોમા રૂપાન્તર થયા કરતુ હતુ

**નવચેતનનો સંચાર**

ગુલામી ભોગવતુ પૂર્વ અને પરતંત્ર પશ્ચિમનો પરસ્પર સંદેશો આપતો હતો તે દેખાવ જોઈ મનમા જે ભાવ આવતા તેનુ વર્ણન થઇ શકે એમ નથી આખરે પરિષદ સમાપ્ત થઈ બાદ અનવર પાશાએ તેની પોતાની દૃષ્ટિએ તેના કાંઈ નિર્ણય

નામું ગેરકાયદે પણ ઠરાવાય નહિ કદાપિ કોઈ મુલ્લાં જો તેનો નિષેધ કરે તો તેને પણ શિક્ષા કરવામાં આવે "ખીવા અને બુખારાની પેઠે મેર તુર્કસ્થાનમા કારના અમલ વખતે ધાર્મિક સ્વતંત્રતા ક્યાય પણ જોવામાં ન આવતી અટકે ધાર્મિક પ્રાર્થના સુદ્ધા મોટેથી બોલવાની મનાઈ હતી" આ વાત તો અમને તુર્કસ્થાનની જુમા મસ્જીદના મુનાએ મ્હી યહુદી લોકોના સબંધમા પણ તેનીજ સ્થિતિ હતી યહુદી અને મુસલમાનને શિક્ષણ આપવાની કાઇ પણ સઘવડ ન હતી મેટ્રીક્યુલેશન અને પ્રવેશક પરીક્ષાથી આગળ તેમનાથી ભણાતુ ન હતુ

**મહાયુદ્ધ વખતે** ઇ સ ૧૮૧૪ની સાલમાં જ્યારે મહાયુદ્ધની શરૂઆત થઈ ત્યારે આ રાજ્ય પાસેથી પૈસા અને માણસોની માગણી કરવામા આવી તે વખતે પણ રશિયાના લોકો કરતા પણ ત્યાના લોકોની સ્થિતિ બહુજ ખરાબ હતી

ઈ સ ૧૮૧૭ની સાલમા રશિયન રાજ્યક્રાન્તિની શરૂઆત થઈ મુલ્લાએ રશિયા સામેનો પોતાનો સબધ તોડી નાખ્યો અને તેઓ સ્વતત્ર થયા પણ તે સ્વાતત્ર્ય માત્ર અમીર અને મુલ્લાનેજ મળ્યુ લોકોને તેનો કાઇ પણ લાભ થયો નહિ રશિયન લોકોને તો ઉલટા અમીરે બહાર મ્હી મૂક્યા દરબારી રગરાગ બહુ વધી ગયા, કેમકે અમીર સ્વતન હતો અને લોકોની ગુલામી વધારે દૃઢ થઈ હતી અમીરને સુલતાન થવાના મધુર સ્વપ્નો આવવા માડ્યા, પણ તેના પરિણામે લોકો પર તો માત્ર જોરજુલમનો વધારોજ થયો

**બુખારાનું બડ** આમ થવાથી લોકોના મત ધીમે ધીમે બડખોર બનવા લાગ્યા અને અનુકૂળ વખત આવતા તેમણે સામું બડ ઉઠા યુ પણ તે માત્ર ખીવામા ફૈજોહમદ નીકળ્યુ બુખારામા તેમને વગ ન

મળ્યો. છતાં લોકોએ તો દૃઢ નિશ્ચય જ કર્યો હતો તેમણે પુનઃ બીજી વાર બંડ ઉઠાવ્યું અને તેમાં તે ફત્તેહ પામ્યા. તે વખતે અમીર અને તેના દુષ્ટ સલાહકાર મંડળની રેવડી દાણાદાણ થઇ ગઈ. અને લોકશાહીની સ્થાપના થઇ.

બુખારા અને ખીવામાં તો લોકપક્ષની સ્થાપના તે પહેલાંજ થઇ ગઇ હતી. તેથી સર્વ સત્રો તેમનાજ હાથમાં ગયાં. તુર્કીમન અને ઉઝબેગના નામે લોકસત્તાક સરકાર જાહેર કરવામાં આવી. ખીવા અને બુખારા સ્વસત્તાક રાજ્યો હોવાથી સોવિયેટ સરકાર તેમાં હાથ ઘાલતી નહિ. હાલનું રૂશિયા એટલે અનેક રાજ્યોનો એક સંઘ છે. તેના દરેક પ્રાંતને સંપૂર્ણ સ્વતંત્રતા છે; એટલે પરદેશીઓની લડાઇ કે કોઇ એવોજ વિકટ પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારેજ મધ્યસ્થ સરકાર વચમાં હાથ નાંખે છે.

**બે પક્ષો**

અમારામાંથી કેટલાક જણે અબ્દુલ રબનો પક્ષ લીધો તો કેટલાકે રોમનો પક્ષ સ્વીકાર્યો. પરંતુ મારે તો બેમાંના એકેમાંય સામેલ થવું ન હતું. મારે તો બંને પક્ષનો અભ્યાસ કરવો હતો. તેથી હું તટસ્થજ રહ્યો. તે બે પક્ષના મિજાજ જોઇને મને બહુ કંટાળો આવ્યો. આ હિંદી હૃદયના મિજાજ-મત્સરનું વૃક્ષ બરફના પ્રદેશમાં પણ વધ્યા વિના ન રહ્યું તે જોઈ મને ઘણો ખેદ થયો. રૂશિયન ક્રાન્તિની તે લોકો પર કાંઇજ અસર થયેલી જણાઇ નહિ.

જે બે ઇસમોને લીધે બે પક્ષ ઉત્પન્ન થયા હતા તેમાંનો એક જણ પ્રત્યક્ષ કાર્ય કરવાને બદલે મોટું નામ કહેવડાવવામાંજ સાર્થક માનતો હતો. તે ઉદ્દતાઇનો નમુનો હતો. બીજો ઇસમ હૃદયનો બહુ નિખાલસ હતો. તેને પોતાના કાર્યની હમેંશાં ચિંતા હતી; અને તે વિદ્વાન પણ હતો. દુનીઆની રાજનીતિ સંબંધી તેનું જ્ઞાન વિશાળ હતું, પરંતુ તેનામાં પણ એક દોષ હતો અને તે

બીજો કોઈ નહિ પણ વ્યવહારશૂન્યતા. આચાર્ય પણ બહુ સારો માણસ હતો. તેણે સ્વદેશને માટે ઘણાં કષ્ટો વેઠ્યાં હતાં.

**અંદિજાન**

હું આ બંને પક્ષથી દૂર રહી ત્યાંની રાજ્ય વ્યવસ્થાનો અભ્યાસ કરવા લાગ્યો. રાજનીતિ પ્રત્યક્ષ વ્યવહારમાં કેવી રીતે ઉતારી શકાય, એ મારે જોવું હતું. મને ત્યાં બનતી સગવડ મળી અને રોમે તો મને ઘણીજ મદદ કરી. તેનો ઉપકાર કદિ વિસરી શકાય એમ નથી. મારા મિત્રોને પોતપોતાની ઇચ્છા પ્રમાણે છોડી દઇ હું એકલોજ તૈમુરલંગની જન્મભૂમિ અંદિજાન ગયો. એ શહેર પામીરના ઉત્તર ભાગમાં સપાટ મેદાન પર વસેલું છે. એના બે ભાગ છે. એસ્કીશેર એટલે જૂનું શહેર, અને નોવિગોરોડ એટલે નવું શહેર—એવા એ બેનાં અનુક્રમે નામ છે. એસ્કીશેર તુર્કી શબ્દ છે. ત્યાંના ઘણાખરા લોક મૂળ તુર્કવંશના હોવાથી રશિયનોએ પણ તેજ નામ કાયમ રાખ્યું છે. નોવિગોરોડ રશિયન નામ છે.

અંદિજાનની હવા આરોગ્યની દૃષ્ટિએ એટલી ઉત્તમ હતી કે ત્યાં જતાં જન્નત-અલ-શિરાજનો પણ ક્ષણવાર વિસારો પડ્યો. સીતાફળ, દ્રાક્ષ વગેરે ઘણાં ફળો ત્યાં થાય છે.

પરંતુ આ વર્ણન ભૌગોલિક હોવાથી તે કોઈક ભૂગોળ-શાસ્ત્રીને સોંપી હું મારા ખાસ વિષય તરફ વળું છું. અંદિજાનમાં એક રશિયન સેનાપતિએ મારું એક ગૃહસ્થ સાથે ઓળખાણ કરાવી આપ્યું. તે તૈમુરલંગના વંશમાં ૧૯મો પુરુષ હતો. તેને ફારસી સારું આવડતું હોવાથી અમારી વચ્ચે ઠીક દોસ્તી જામી. એક દિવસ તેણે કહ્યું "દોસ્ત, તારા દેશ પર મારો હક છે, તારે મને

**મારો બાદશાહ**

મુજરો કરવો જોઇએ; નહિ તો મારું અપમાન કર્યા જેવું થશે. હું હિંદુસ્થાનનો રાજા છું. સમજ્યો! તું તારા રાજાને

હિંદુસ્થાન પર રાજ્ય કરવા ક્યારે લઇ જવાનો છે? કહે! પછી મારી સાથે બીજી વાત કરજે. હું તારો બાદશાહ છું, શું સમજ્યો?"

તેનું બોલવું સાંભળી મારા હૃદયને એકદમ ધક્કો લાગ્યો. સોવિયેટ રશિયામાં આવી જાતનું બોલવું સાંભળી હું અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયો. તેને શો ઉત્તર આપવો તેની મને કાંઈ સમજણ પડી નહિ. ક્ષણવાર હસીને તે બોલ્યો "અરે યાર, આ તો હું ગમ્મત કરું છું." ત્યારે મને બહુ હસવું આવ્યું. પછી તો તે બાદશાહ અને મારી વચ્ચે ઘણી ગાઢી દોસ્તી થઇ ગઈ. હિંદુસ્થાનનો બાદશાહ થઇ બેસવા ઇચ્છતા તે બાદશાહ સલામતને દાસગરના ખાને હદ પાર કર્યો હતો!

**પૂછેલો ધર્મ કે દેશ?**

ત્યાં સાર્ટ જાતિની વસ્તી ઘણી હતી અને એ વર્ગ ઘણો બુદ્ધિમાન હતો. હિંદુસ્થાનનું ભવિષ્ય શું થશે તે તરફ તેઓનું તે વખતે ધ્યાન ચોંટી રહ્યું હતું. હિંદુસ્થાનના ભાવી સંબંધી તેમને ઘણી ઘણી આશાઓ લાગતી હતી. હિંદુસ્થાનની રાષ્ટ્રીય ચળવળનું જ્ઞાન તેઓ અફઘાન પત્રો પરથી મેળવતા. તે વખતે હિંદુસ્થાનમાં ચાલતી રાષ્ટ્રીય ચળવળ તરફ તેઓનું એક સરખું ધ્યાન ચોંટયું હતું. પરંતુ હું જ્યારે હિંદુસ્થાનની રાષ્ટ્રીય ચળવળ સંબંધે—અને ખાસ કરીને તેમાં ભાગ ન લેનાર મુસલમાનો સંબંધે કહેવા લાગ્યો ત્યારે તેઓ બહુજ ચીડાયા. મને ક્યારનું લાગતું હતું કે હિંદુસ્થાનના હિંદુઓ માટે તે લોકોને વિશેષ સહાનુભૂતિ હતી. મુસલમાનો માટે બીલકુલ ન હતી. પોતાના દેશ પ્રત્યેનો પ્રેમ છોડી બીજા બહારના મુસલમાન દેશો વિષે તેઓ પ્રેમ બતાવે અને પોતાની માતૃભૂમિની ઉપેક્ષા કરે એ વાત તેમની દૃષ્ટિએ ઘણીજ ધિક્કારવા જોગ હતી. મુસલમાનોની એ વર્તણુક તેમને બીલકુલ પસંદ પડી નહિ. હિંદુસ્થાનના મુસલમાનોની દયા ખાઈ

તે કહેવા લાગ્યા. "હજી પણ તેઓ પોતાનાં હૃદયમાં રાષ્ટ્રીય દૃષ્ટિ રાખે તો સારૂં." અને પછી મુદ્દાના સમર્થન માટે કુરાનમાંથી તેઓએ સેંકડો આધાર કાઢી બતાવ્યા.

**સાઈ ઉવાચ**

તે સાઈ પૈકી થોડાજ વખત પર જર્મનીથી ભણી આવેલા એક ઇસમે બર્લિનમાં રહેલા હિંદી રાષ્ટ્રીય નેતાઓ વિષે ઘણા આદરભર્યા ઉદ્‌ગાર કાઢ્યા. ગાંધીના પૂર્વ આફ્રિકાના કાર્યનાં તેણે ઘણાં વખાણ કર્યાં. પણ તેજ વખતે તેના ભાષણમાં તેણે ખેરીબંધુ અને રજાનો સેંકડો વાર ધિક્કાર કર્યો. તેના તે ધિક્કારની કાંઇ સીમાજ ન હતી. તેણે બોલતાં બોલતાં અત્યંત ઉશ્કેરાઇ જઇ કહ્યું કે "હિંદુસ્થાન જઈ ત્યાંના મુસલમાનોને કહો કે જ્યાં સુધી તમે પોતાના દેશને આગળ લાવો નહિ, નકામી ચળવળો કર્યા કરો અને પોતાની જન્મભૂમિ પ્રત્યેનું પહેલું કર્તવ્ય ભૂલી જાવ ત્યાં સુધી તુર્કસ્થાનના એક પણ મુસલમાનની તમારા પ્રત્યે સહાનુભૂતિ નહિ થાય."

બીજો એક સાઈ બોલ્યો "આ સર્વ બાબતોનું કારણ ત્યાંનો મુલ્લાંજ હોવો જોઇએ. તે વિના એટલી ખરાબ સ્થિતિમાં ત્યાંના મુસલમાનો આવી જાય એ સંભવિત નથી."

હિંદુસ્થાનના મુસલમાનો સંબંધી ચોમેર ખરાબ ઉદ્‌ગાર નીકળતા જોઈ (હું પણ તેમાંનો એક મુસલમાન જ હતોને?) મને ઘણું ખરાબ લાગ્યું. પોતાની જાત વિષે પોતાનાજ ભાઇઓને મ્હોડે આવા ખરાબ ઉદ્‌ગાર નીકળે એ જોતાં ક્યા મુસલમાનને ખરાબ નહિ લાગે? પણ તેનો ઈલાજ ન હતો. હું તો દુર્બદ્ધ હતો. મુસલમાનોનું એ કલંક મારા એકલાથી ધોઈ શકાય એમ ન હતું.

એક વાર જંગલી રીતભાત વિનાના ગણાતા લોકો અત્યારે

**સમય બદલાય છે જ્યારે—** પ્રગતિના પથે કેટલા જોરથી દોડ્યા આવે છે! દરેક બાબતમાં તેમની દેખાઈ આવતી પ્રગતિની મહત્વાકાંક્ષા ખરેખર વખાણવા જેવીજ હતી. શિક્ષણ અને બુદ્ધિ વિકાસને લીધે તેમની અવનતિ હવે તેમનાથી દૂર નાસી ગઈ છે. તે સર્વ ઉન્નતિના પથે છે. તેમના દેશમાં જ્ઞાનનો સૂર્ય ખરેખર ઉદયજ પામ્યો છે; અને બીજે ઠેકાણે તે ઉદય પામતાં આપણા અભાગી દેશમાં તે અસ્ત પામ્યો કે શું એવું થાય છે! તેમના પોશાકમાં પણ ફેરફાર થયો છે. તેમની પાઘડીને બદલે આજ ટોપીઓ થઈ છે વાયવ્ય દિશા તરફના પ્રાંતથી તુર્કસ્થાનના ખૂણા ખોચરા સુધી— આધુનિક શાસ્ત્રીય જ્ઞાનનો પ્રચાર થયો છે. જાણે આખા તુર્કસ્થાનમાં આધુનિક જ્ઞાનનો પ્રવાહ જોરથી વહે છે. જ્યાં ત્યાં શાસ્ત્ર અને પ્રગતિ વિના બીજું કાંઈજ જણાતું નથી.

**યુવાનોના લાભ** સોવિયેટ પદ્ધતિમાં ખાસ બાબત એ હતી કે કુલ સત્તા યુવાનોનાજ હાથમાં રહે. હિંદુસ્થાનની કોંગ્રેસના નેતાઓને એ વાંચી ઘણું આશ્ચર્ય થશે કે "તુર્કસ્થાનમાં એકવીસ એકવીસ, બાવીસ બાવીસ વર્ષના છોકરા દેશના સલાહકાર—લશ્કરના સેનાપતિ કેવી રીતે થાય છે?" આ વાતનો ખુલાસો વૃદ્ધો તરફથી એવો કરવામાં આવ્યો કે યુવાનોનો ઉત્સાહ રોકી ન શકાય એવો હોય છે. તેમનામાં આત્મત્યાગનો ગુણ રહ્યો છે. તેમની બુદ્ધિ તેમના કર્તવ્યથી ચલિત થતી નથી. પોતાના દેશ વિના બીજું કાંઇ તે જાણતા નથી. તેમની બુદ્ધિ મલિન નથી. તે તેજસ્વી છે. તેમનાજ હાથમાં દેશની સત્તા—દેશની સુધારણા જોઇએ. રાષ્ટ્રના તેઓ ભાવી આધાર સ્તંભ છે; એટલે દેશના રાજકારણની ધુંસરી તેમનીજ ગરદન પર હોવી જરૂરની છે," ખરેખર તે વૃદ્ધોની દૂરદષ્ટિ કેટલી

પ્રશંસનીય કહેવાય! આજ તેમને સુખનો દિવસ આવ્યો છે, તે સુવાનીનેજ પ્રતાપે છે.

**તાશકંદમાં એક ઘાત**

ઈ. સ. ૧૯૨૧ના જાનેવારીમાં હું પાછો તાશકંદ આવ્યો અને મોસ્કો જવાની તૈયારીમાં પડ્યો. જાનેવારી મહિનામાં ઉત્તર તરફના પ્રદેશમાં કડકતી ઠંડી હોય છે; પરંતુ તે તુર્કસ્થાન કિંવા મોસ્કો જેવા ઠેકાણે વધારે લાગે છે. કારણ ત્યાં પર્વતોનું સંરક્ષણ નથી. રસ્તા બરફથી ભરપૂર હોય છે. દરરોજ કામગારો બરફ કાઢી નાંખી રસ્તા સાફ કરે છે. પણ પાછો બીજે દિવસે બરફ પહેલા દિવસ કરતાં વધારે જામે છે. તેથી રાહદારી માટે બરફ પર ચાલતી ખાસ ગાડીઓનો ઉપયોગ કરવામાં આવે છે. બીજી ગાડીઓ તે વખતે વાપરી શકાતી નથી.

એક દિવસ મારે એક ઘણી ગમ્મત થઈ. તે દિવસે જો હું બચ્યો ન હોત તો આજ આ હું ક્યાંથી લખતો હોત? હંમેશની માફક તાશકંદના બજારમાં થઈને જતો હતો ત્યારે મારી બરફ પર ચાલવાની ગાડી એકદમ ઉંધી પડી, અને હું બરફ અને ગાડીની બેઠકની વચ્ચે આવી ગયો. ઘોડો તો તેની જગ્યાએજ ઉભો રહ્યો. ગાડી ઉંધી વળતાં તે રસ્તાના દીવાના લોખંડી થાંભલા પર અથડાઈ; અને તેનો કેટલોક ભાગ તૂટી ગયો. ગાડીવાન ઉછળીને ઘોડા પરજ જઈ અથડાયો. ઠંડીને લીધે મેં મારા શરીર પર ગરમ કોટ પહેર્યો હતો; અને તે શરીરે બરાબર લપેટેલો હોવાથી મને કાંઈ ઝાઝું વાગ્યું નહિ; પણ ગાડીવાનના ધક્કા સાથે ઘોડો જો તેની જગ્યાએથી ખસ્યો હોત, અને ગાડી આગળ ખસી ગઈ હોત તો મારે બચવાનો આરો ન હતો; પણ બરફની મહેરબાનીથી હું બચી ગયો. નહિ તો તે દહાડે મારી ઘાતજ હતી. ગાડીવાને જેમ તેમ ઉઠી મને બહાર ખેંચી કાઢ્યો. અને ત્યાર પછી ફરીથી

તેવો પ્રસંગ ન આવે એટલા માટે હું પગે ચાલીનેજ શહેરમાં જવા લાગ્યો. એથી વધારે જગતમાં શું હોય?

**ક્રાન્તિનો ચમત્કાર**

તારાચંદ પાછા આવી મેં તુર્કસ્થાનના મુસલમાનોની ક્રાન્તિના સંબંધમાં કેવી વૃત્તિ છે તેનો ઝીણવટથી અભ્યાસ શરૂ કર્યો. હું તદ્દન ધર્મઘેલા મુલ્લાંથી તે પક્કા સામ્યવાદી સુધી દરેકની ઓળખાણ કરી તેમનામાં ભળ્યો. પરંતુ ક્રાન્તિ વિરૂદ્ધ કોઇનો પણ મત મારા જોવામાં આવ્યો નહિ. બધા ક્રાન્તિને અનુકૂળ હતા. ક્રાન્તિ પ્રત્યે તેમની ઘણીજ સહાનુભૂતિ હતી. ક્રાન્તિ તેમને પ્રિય હતી. તુર્કસ્થાનની સ્ત્રીઓ બુરખા ફેંકી દઇ આધુનિક ઢબનો પોશાક પહેરતી હતી. આખા દેશે જૂનાં બંધનો દૂર ફેંકી દીધાં હતાં. આખું રાષ્ટ્ર જેલમાંથી છૂટેલા કોઈ કેદી જેવું જણાતું હતું. કેદીની સ્થિતિમાંથી છૂટતાં વારનેજ જે ફેરફાર થાય છે તેવો ફેરફાર તુર્કસ્થાનમાં પણ થયો. રાજકીય અને સામાજિક બળ વધારવા તરફ, પોતાને સુદૃઢ કરવા તરફ તેમની પ્રવૃત્તિ વિશેષ હતી. ક્રાન્તિ પહેલાં જે છોકરા રસ્તામાં ભટકતા જણાતા હતા તે હવે નિશાળમાં ભણવા માંડ્યા હતા. મફત શાળા, મફત બોર્ડિંગ ઝપાટાબંધ વધ્યે જતાં હતાં. શિક્ષણના દરવાજા સર્વ માટે ખુલ્લા મૂકવામાં આવ્યા હતા; અને સર્વત્ર મફત શિક્ષણ અપાતું હતું. આખું રાષ્ટ્ર હવે લખતાં વાંચતાં શીખતું જણાતું હતું. છોકરા એટલે રાષ્ટ્રનું આશાસ્થાન—તેમના તરફ લક્ષ ન આપ્યે કેમ ચાલે? N. S. S. R.ની સર્વ આશા ભાવી યુવાનો પર, યુવાન નાગરિકો પર હતી એટલે તેવુંજ શિક્ષણ તેમને આપવામાં આવતું હતું. વિદ્યાર્થીઓને કાંઇજ ખર્ચ થતો ન હતો. બધો ખર્ચ સરકારનો. જ્યાં ત્યાં નવી ચળવળનો પ્રકાશ જણાતો હતો.

ક્રાન્તિના જાહેરનામાની સાથેજ ક્રાન્તિકારક નેતાઓનાં ચ-

**નવી ઇમારત** ચિત્રો પણ બોર્ડ પર મૂકવામાં આવતાં, આરોગ્ય, કલા, શાસ્ત્ર વગેરે સંબંધી નાનાં નાના પુસ્તકો ચોમેર મફત વહેંચવામાં આવતાં હતાં. કામગારો માટે સભાગૃહો, મોટાં મોટાં વાંચનાલયો, જ્યાં ત્યા સ્થાપવામા આવ્યાં હતાં. આજ સુધી સુધારણાના જે માર્ગ સર્વ સામાન્ય જનસમાજને માટે બધ હતા—જેનાં દ્વાર બધ હતા તેના તાળા તોડી નાખવામા આવ્યા હતા. ઉઝબેગ, તાર્તરી, તુર્કોમન, સાર્ટ અને જ્યુ એ સર્વ જાતિઓ હવે ધાર્મિક, સામાજિક, રાજકીય બાબતોમા સરખીજ કોટિની, સરખીજ અધિકારી બની હતી તેમનામા કાંઇ પણ જુદાઈ રાખવામા આવતી ન હતી.

આ પ્રમાણે જુદાપણુ નાબુદ થતા તે ચાળીશ જુદી જુદી જાતિઓ એક બની ગઈ. તેમના સહકારથી એક નવો સમાજજ બની ગયો. તેમ કરતા તેમને અત્યંત કષ્ટ, અને મુશ્કેલીઓ વેઠવાં પડ્યાં. પણ સહનશીલતા અને તત્વનિષ્ઠાને લીધે તેમણે એક નવીન સસ્થા ઉભી કરી જગતને તેનો આદર્શ બતાવી આપ્યો જૂનાના અવશેષમાથી તેમણે નવી ઇમારત ઉભી કરી, એ તેમને ખરેખર ભૂષણરૂપ હતું!

જે લોકો થોડા વખત પહેલા સામાજિક ગુલામગીરીમાં ફસાઇ પડ્યા હતા તેઓ હવે નમૂનેદાર શાસનકર્તા બન્યા હતા, એ કેટલી અજાયબીની વાત છે! કેટલો અદ્ભૂત ચમત્કાર! ન્યાય, સમાનતા અને સ્વતંત્રતા એ ત્રણ પર નવીન સમાજ ઉભો કરી બતાવવો એ કેટલુ વિકટ કામ હતુ! લોકોએ કેવું કઠિન કાર્ય માથે લીધુ હતું! પણ તે કઠિન કાર્ય હાથમા લઈ તેમણે લોકોને દુઃખથી છોડાવ્યા જ્યા જ્યા એક વખતે ઝારના પ્રતિનિધિની દંડશાહી પોતાનો પ્રભાવ બતાવતી હતી ત્યા ત્યા આજે પંચાયત પદ્ધતિ ખીલતી જોઇને કોને આનંદ ન થાય?



તુર્કસ્થાનનો જુદી જુદી દષ્ટિએ અભ્યાસ કરી મેં મોસ્કોનો રસ્તો લીધો. તે વખતે મારી સાથે ચાર હિંદી મિત્રો હતા. તાશકંદથી મોસ્કો જનારી આગગાડી ઘણી સગવડભરી અને એશ-આરામની હતી. હિંદુસ્થાનની ગાડીના કમ્પાર્ટમેન્ટ કરતાં આ ગાડીના કંપાર્ટમેન્ટ મોટા અને સરસ હતા. ઈજનનો આકાર પ્રચંડ હાથી જેવો લાગતો. હિંદુસ્થાનની નોર્થ વેસ્ટર્ન રેલ્વેના ઇજનના કરતાં તે ઘણું મોટું જણાતું હતું!

**મોસ્કો તરફ**

આગગાડીમાં વર્ગ જેવું કાંઈ ન હતું. માત્ર Soft cars, અને Hard Cars એવો ભેદ હતો. ટૂંકી મુસાફરી માટે બીજી ગાડી એટલે Hard Car નો ઉપયોગ થતો. એમાં બર્થસની પણ સવડ હતી.

બીજે દિવસે અમે ઓરેનબર્ગ જઈ પહોંચ્યા. ત્યાં આગળ પૂર્વ અને પશ્ચિમનો સંબંધ તૂટે છે. ઓરેનબર્ગ યુરલ નદીને કાંઠે આવેલું છે. પૂલના એક ભાગ પર Asia એમ મોટા અક્ષરે લખેલું છે; ને બીજી બાજુએ Europe લખેલું છે. રસ્તામાં સામારા આવ્યું. તે છોડી અમે ત્રીજે દિવસે મોસ્કો પહોંચ્યા.

આગગાડીમાંથી મોસ્કોનો દેખાવ મનમોહક લાગતો હતો. તેની તુલના કલકત્તા, મુંબાઇ કે દિલ્હીની સાથે પણ કરી ન શકાય એટલો ચિત્તાકર્ષક છે. શહેરનાં ઉંચાં ઉંચાં ઊર્થના મંદિરોનાં શિખરો, ઉંચાં ઉંચાં ભવ્ય મિનારા, તેના ઉપરના જાત-

**ગાંધર્વનગરી**

જાતના રંગો ઇત્યાદિ જોઇ એમ લાગતું કે આપણે કોઈ ગાંધર્વ નગરમાંજ પ્રવેશ કરીએ છીએ. જેમ જેમ નજીક જઇએ તેમ તેમ શિલ્પચાતુર્ય નજરે પડે છે. જોતાં નજરજ ભરાઈ જાય છે. ખરે-ખર મોસ્કો જેવું દુનીઆમાં બીજું સુંદર શહેર નહિ હોય એમ અમને લાગતું. વળી તેમાં વિશેષ નવાઇ એ હતી કે તેને પૂર્વ તરફનું કે પશ્ચિમ તરફનું બેમાંથી એકકે શહેર કહેવાય નહિ! જ્યાં ત્યાં વિશાળ રાજમહેલો, સોનેરી ઘુમટવાળાં ચકચકિત શિખરો અને પાર્વાત્ય તેમજ પાશ્ચાત્ય પદ્ધતિના ઐતિહાસિક અવશેષ જણાય છે. આથી આખું શહેર ખીચોખીચ ભરાઈ ગયેલું લાગે છે. શહેરની એકંદર બાંધણી ઘણીજ ભવ્ય છે.

**લક્સ હોટેલ**

આખરે અમારી ટ્રેન મોસ્કોના ભવ્ય સ્ટેશનમાં (એલેકઝાંડર વસ્કી વાગાઝાલ. Alexanderevsky Vagazal) પેઠી. ત્યાં મોટરો અમારી વાટજ જોઈ રહી હતી. તેમાં બેસાડી અમને હોટેલ લક્સ (Hotel Luxe) માં લઈ જવામાં આવ્યા. એ હોટેલ (Tverskaga) ટ્વર્સકાગા સ્ટ્રીટ પર આવેલું છે. એને આઠથી નવ મજલા છે. દુનીઆના કામદારોના સઘળા પ્રતિ-નિધિઓ અહીં હંમેશાં આવજા કરે છે. તેમાં ચીની, જાપાની, ઇરાની, હિંદી, ઇન્ડોનિશિયન, તુર્ક અને તાતાર, અંગ્રેજ, જર્મન, ફ્રેન્ચ, ઈટાલિયન અને અમેરિકન ઈત્યાદિ સર્વ દેશના પ્રતિનિધિઓ હોય છે. દુનીઆના સર્વ તત્વવેત્તાઓનું આ મિલન મંદિર છે. તત્વવિવેચકો પણ તેટલાજ આવે છે.

ક્રિનોવિવાતે આ ઠેકાણે અઠવાડીઆમાં એક વાર પણ આંટો માર્યા વિના ચાલતું નથી. રામસુફીકવેલ્ય અને હંગેરિયન રેકોસી, (Raccoci) જે, હાલમાં હંગેરીની જેલમાં છે, બેલાકુન, અને હંગેરીના માજી પ્રેસિડેન્ટ એ સર્વ ત્યાં લગભગ કાયમને માટે રહે

છે. કાર્લ રેડેક અઠવાડીઆમાં બે વાર આવે છે. અને અનવર પાશાને તો આ હોટેલ વિના ચેનજ પડતું નથી.

**વાદવિવાદનો અખાડો**

એ સ્થાન ખરેખર અલૌકિક છે; જાણે આખું જગત્ તે હોટેલમાંજ ન સમાયું હોય! દુનીઆનો દર કોઈ પ્રવાસી અહીં આવ્યા વિના બાકી રહ્યો નહિ હોય! આ હોટેલમાં આખી દુનીઆના પ્રતિનિધિઓ વચ્ચે સજ્જડ વાદ-વિવાદ ચાલતો હોવાથી સ્વાભાવિક રીતે આખા જગતનું ધ્યાન તેના તરફ રહે છે. વાદવિવાદની ત્યાં કોઇ ધૂન મચી રહે છે. ચર્ચા, વાટાઘાટ, યોજના–એ વિના ત્યાં બીજું કાંઇ જણાતુંજ નથી. મકાનો ઘણાં ભવ્ય છે. ઉપરાંત તેમાં યૂરોપીય ઢબનાં સર્વ સાધનો છે. દરેક ઓરડીમાં સ્વતંત્ર ટેલીફોન અને વિજળીક ઘંટડી છે.

કામગારોના પ્રતિનિધિઓ આપણા દેશમાં જો કે કષ્ટના દિવસો કાઢતા હશે, જુલમ સિવાય તેમને બીજું કાંઇ જણાતું નહિ હોય, તો પણ તે અહીં આવતાંજ કોઇક રાજા સમાન બની જાય છે. અહીં તેમને બીલકુલ દુઃખ નથી. સર્વનું આ વિશ્રાંતિ સ્થાન છે. અહીં આવ્યા પછી સર્વને તેમનાં દુઃખનો વિસારો પડે છે. અહીં તેમને એવડો ઉત્સાહ આવે છે. ફાવે એવાં અપાર કષ્ટ સહન કરવાનું તેમને ફરીથી બળ મળે છે. અને પોતાના દેશના કામગારોની ચળવળમાં આગેવાની ભર્યો ભાગ લેવા પ્રવૃત્ત થાય છે. કામગારોના સ્વસત્તાક રાજ્યમાં તે નવચેતન રેડે છે. સ્વદેશના લોકોમાં તેનો સંચાર કરે છે.

**દેવળોનું મથક**

મોસ્કો એટલે ખ્રિસ્તી દેવળોનું એક મુખ્ય પીઠજ કહીએ તો પણ ચાલે. તેમાં ૧૨૦૦ દેવળો છે. યુદ્ધની સમાપ્તિ પછી ક્રાંતિ થઇ જવા છતાં તે દેવળોને કાંઇ આંચ આવી નથી.

શહેરની મોટી મોટી ઇમારતો તેમજ દેવળોની ટોચ પર ભૂરાં સોનેરી સંગેમરમરના ઘુમટ જણાય છે. ત્યાં ધર્મ પોતાની સત્તા ગુમાવી રહ્યો છે. રૂશિયામાં ધાર્મિક તોફાન બહુ ચાલે છે એ વાતમાં સત્યનો કાંઇ અંશ પણ નથી. બધું તૂતજ છે. માત્ર જે ધાર્મિક નેતા રાજા થવાની ઇચ્છાથી ખેડુતો કે કામગારોની વિરૂદ્ધ ખુલ્લી કે ગુપ્ત રીતે કારસ્થાન કરે છે તેમને સખત શિક્ષા થાય છે. કારણ કે ધાર્મિક નેતાઓ ઘણી વાર કામગારોની સરકારને ઉથલાવી પાડવા પ્રયત્ન કરે છે. અને બીજા લોકો જે રૂશિયાના કામગારોની વિરૂદ્ધ હોય છે તેમને એજ વાતથી ટીકા કરવાને કારણ મળે છે. વળી સામ્રાજ્યવાદીઓને પણ તેજ જોઇએ છે. તેથી તેઓ ટાંપીને બેસે છે અને તેવો કાંઇક પ્રસંગ બની આવતાં તેને ફાવે તેવું સ્વરૂપ આપે છે. ખરેખર રૂશિયાનું ધાર્મિક તોફાન કમાલ છે, પરંતુ સોવિયેટ સત્તા સામે આંગળીઓ કરવા સિવાય તેનું બીજું કાંઇ પરિણામ આવતું નથી.

અસંખ્ય દેવળો ઉપરાંત ત્યાં મોસ્કવા (Moskva) નદીના કાંઠા પર ઇતિહાસ પ્રસિદ્ધ 'ક્રેમલિન' રાજમહેલ છે. શહેરમાં હોટેલો અને થીએટરો કેટલાંય છે તેની તો ગણત્રીજ નથી.

**કોમિન્ટર્ન અને કેથેડ્રલ**

ક્રેમલિનની બરાબર સામે કોમિન્ટર્ન (Cominterne) નામે એક ભવ્ય કિલ્લો છે. શહેરના બચાવ માટે અગાઉ એ બાંધવામાં આવ્યો હતો. તેને હાલમાં જગતના કામગારોનો મહેલ કહેવામાં આવે છે. તેના ગંજાવર દરવાજા પર મોટા મોટા અક્ષરોએ નીચે પ્રમાણે લખેલું છેઃ—

"જગતના કામગારો, સંગઠન કરશો તો મુક્ત થશો, અને આખું જગત્ મેળવશો. એકત્ર થાવ, તમારે તમારી બેડીઓ સિવાય કાંઇજ ગુમાવવાનું નથી પૃથ્વી તમારી છે."

Workers of the world ! Unite. You have nothing to lose but your Chains and a world to gain.

ક્રેમિન્ટર્નથી કેટલીક મિનિટના અંતરે તાજમહાલના નમૂના રૂપ Bela Cathedral નામે બરફ જેવા સફેદ આરસપહાણનું એક મકાન છે. તે રૂશિયન કારીગરીનો આબેહુબ નમૂનો છે. ક્રેમલિનમાં પુરાતન શિલ્પકલાનું—રશ્યુરન કલાનું રહસ્ય ભરેલું છે; ત્યારે Bela Cathedral આધુનિક રૂશિયન કલાની સંપૂર્ણ અવસ્થાનું પ્રતિક છે!

**બીજાં મકાનો**

તેથી થોડેક આગળ જતાં Tversky સ્ટ્રીટની પેલી મેર ટ્રેડ યુનિયન છે. ક્રાન્તિ થતા પૂર્વે આ રાજમહેલ જેવા મકાનમાં અમીર ઉમરાવોની ક્લબ ભરાતી. ત્યાં સર્વ એકત્ર થઈ જુગાર રમતા. તે મકાન પર માત્ર તે લોકોનીજ માલીકી હતી. માત્ર નોબલ્સ–Nobility નીજ ! પણ હવે તે ઠેકાણે દર વર્ષે ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાનિક અને પ્રાંતિક વિભાગની બેઠકો ભરાય છે. તે હોલમાં ચારથી પાંચ હજાર જેટલાં માણસ બેસી શકે છે. ત્યાંથી બે મિનિટ જેટલું ચાલતાં પરરાષ્ટ્રીય કોમિઝરની સામે બોલશી–નાટકગૃહોની અત્યંત વિશાળ, ઇતિહાસ પ્રસિદ્ધ સંગીત શાળા છે. ત્યાંના જેવડાં નાટકગૃહો આખી દુનીઆમાં નથી. અગાઉ તે ખાસ શહેનશાહ ઝારનાં નાટકગૃહો હતાં. તે વેળા તેમાં સરદાર, આસામદાર, ઉંચ કુળના લોકો ને અમીર ઉમરાવ સિવાય બીજા કોઇને જવાની પરવાનગી ન હતી. None except the nobility ! પરંતુ અત્યારે તો ત્યાં મજુરપક્ષનો પ્રતિનિધિ કિંવા એવોજ કોઈ બીજા દેશનો માનનીય પુરૂષ બેસે છે.

આ મકાન હંમેશાં ભપકાદાર જણાય છે. જાણે પાંડવોની

રાજસભાનો નમૂનોજ જોઇ લેવો.

પ્રથમ તો જોનારને તે થીએટર સોનાનું બનાવેલુંજ લાગે છે, પણ બરાબર બારીકાઇથી જુએ ત્યારે બધું ઢોળ ચઢાવેલું હોવાની ખાત્રી થાય છે. તેનું સંરક્ષણ ઘણી બાહોશીથી કરવામાં આવે છે. થીએટરની ચોમેર મોટા મોટા સફેદ સ્તંભ છે, અને તેના પર સુંદર નકશી કામ કરેલું છે. તેના ઉપર લાલ રંગની ધજાઓ છે અને તેના પર હથોડી, કોદાળી વગેરે ઓજારો કોતરેલાં છે.

**શલાપીનો અભિનય**

મારી મોસ્કોની બે સફર દરમ્યાન આ થીએટરમાં શલાપી (Shalapi) નામે સુપ્રસિદ્ધ નટે બે વાર કામ કર્યું હતું તેના અભિનયનું મારાથી વર્ણન થઇ શકે એમ નથી. તે પ્રસિદ્ધ નટ સંબંધી હું સાધારણ માણસ શું લખી શકું ? તેની કલાનું રહસ્ય ચીતરવાને તો કોઇક સમર્થ કવિ કે ચિત્રકાર જોઇએ ! થીએટરોમાંથી પણ ક્રાન્તિ સિવાય બીજાં તત્વોનો ઉપદેશ મળતો નથી. એ તત્વો એમાં એટલી ચાલાકીથી ભરેલાં હોય છે કે જનસમાજ પર તે તુર્ત અસર કરે છે. નાટકના નટોમાં પણ એજ ભાવ આવી ગયેલો જણાય છે. ખરેખર ! ચોતરફ નવીન તેજ, સ્ફુર્તિ, ચૈતન્ય–સિવાય બીજું કાંઇ જણાતું નથી.

**મોસ્કોનાં વિદ્યાપીઠ**

એક વખતે એશઆરામ અને વિલાસનું કેન્દ્ર બનેલું મોસ્કો આજ સરસ્વતી દેવીનું મંદિર બન્યું છે. જ્યાં ત્યાં વિશ્વવિદ્યાલયજ જણાય છે. કોઇ પણ જાતના પક્ષપાત વિના સર્વને બુદ્ધિ વિષયક, ઔદ્યોગિક અને શાસ્ત્રીય શિક્ષણ આપવામાં આવે છે. ત્યાં દુનીઆના સર્વ ભાગોમાંથી વિદ્યાર્થીઓ આવે છે. તેમાં પૂર્વ તરફના વિદ્યાર્થીઓ વધારે હોય છે. કોરીઆ, હિંદુસ્થાન અને ઇરાનના વિદ્યાર્થીઓ હોય છે ખરા, પણ મોટો ભાગ

ચિની વિદ્યાર્થીઓનો છે. સેકડે ૯૦ ટકા વિદ્યાર્થી ચીનના છે.

વિદ્યાપીઠનો બારીકાઇથી અભ્યાસ કરવા માટે મેં ભાઇ લુનાચારસ્કી (Luna-Charnsky) નામે એક સુપ્રસિદ્ધ શિક્ષણ શાસ્ત્રીની મુલાકાત લીધી. તેની પાસે કોઇ પણ જિજ્ઞાસુ જાય તો તે તેને ખુલ્લા દિલથી સર્વ માહિતી આપે છે. લુનાચારસ્કી અતિશય સભ્ય અને ભલા મનુષ્ય છે. ટ્રોટસ્કી અને ઝિનોવિવના કરતાં તેનો સ્વભાવ મને ઘણોજ જુદો જણાયો. લુનાચારસ્કી ઘણા પ્રેમાળ ગૃહસ્થ છે. તેમણે મારો સારો આદરસત્કાર કરી મને ખુલ્લા દિલથી સર્વ માહિતી આપી. સોવિયેટ અમલ હેઠળ રૂશિયાની શિક્ષણ પદ્ધતિ કેવી છે તેનું તેમણે વધારે સ્પષ્ટીકરણ કર્યું. તેમની પાસેથી એવો ખુલાસો થયો કે યુનિવર્સિટીનું બે રીતે વર્ગીકરણ કરેલું છે. ઉત્તમ અને કનિષ્ઠ. ઉત્તમ પ્રકારના વિશ્વવિદ્યાલયમાં અર્થશાસ્ત્ર અને ઇતર કલાઓનું શિક્ષણ આપવામાં આવે છે. સ્થાપત્યનું પણ ત્યાં શિક્ષણ અપાય છે. કનિષ્ઠ અથવા સામાન્ય વિશ્વ વિદ્યાલયમાં વૈદક, કાયદા, સંગીત ઇત્યાદિ શાસ્ત્રોનો સમાવેશ થાય છે. ઔદ્યોગિક કેન્દ્ર સાથે સંબંધ ધરાવતી શાળાઓની Faculties નામે શાખા છે. તે ખાસ કરીને કામગારોને માટે છે. ઝારના અમલ હેઠળ શાળાનું પૂરતું શિક્ષણ ન મળ્યું હોય એવા કામગારોને તે શાખાનો ઘણો ઉપયોગ થાય છે; અને તેમના પર ઔદ્યોગિક ખાતાના મુખ્ય અધિકારીની દેખરેખ હોય છે.

લુનાચારસ્કી

ખેતીવાડી અને માઇનિંગ (ખાણો)ની કોલેજો છે. તેની વ્યવસ્થા વિશ્વવિદ્યાલયના જેવીજ છે. નાટ્યકળા અને નૃત્ય કળાની પણ કોલેજો છે. તેની વ્યવસ્થા ઘણી સરસ છે. તેમાં સાધનો પણ ઉત્તમ છે, અને સાચી કલાને ત્યાં ઉત્તેજન આપવામાં આવે છે. તે સિવાય છોકરા અને યુવાનો માટે શિક્ષણનાં જુદાં જુદાં વસતિ-

રહેલી છે. નાનાં છોકરાં માટે કિન્ડર ગાર્ટન પદ્ધતિની પણ અહીં ઘણી સંસ્થાઓ છે.

આટલી માહિતી આપ્યા પછી લુનાચારસ્કીએ કાંઇક ખિન્નતાથી કહ્યું–"મારા મિત્ર! રૂશિયાને ભૂતકાળની સ્થિતિથી ઉંચો લાવી તેનો અજ્ઞાન રૂપી અંધકાર નષ્ટ કરવાનું હજી મારા હાથે બન્યું નથી; એટલે તમને સુધારણા જેવું ખાસ લાગશે નહિ; પરંતુ મને આશા છે કે અમે લોકો રૂશિયાને સર્વ કલાઓ અને વિદ્યાનું આદિપીઠ બનાવી મૂકીશું. કોઈ પણ સુધારો તાત્કાલિક થયો નથી! હજી અમે શિક્ષણની પ્રયોગ અવસ્થામાં છીએ. અમે અમારો પ્રયોગ કરીએ છીએ. ક્રાન્તિ ટકી રહે, તેના પરનાં સર્વ સંકટો ટળે એટલે અમે આજ સુધી જગતે કદિ ન જોઈ હોય એવી અપૂર્વ અજોડ શિક્ષણ પદ્ધતિ રૂશિયામાં નિર્માણ કરી બતાવીશું. અને તે સમય પણ જલદીથીજ આવી પહોંચશે એ તમે ચોક્સ માનજો."

**વિદ્યાર્થીઓ**

લુનાચારસ્કીના કહેવા ઉપરથી, અને પછી ખુદ મારા અનુભવ ઉપરથી ત્યાંના વિદ્યાર્થીઓ સંબંધે મને માલુમ પડ્યું કે ત્યાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઘણા સ્નેહભાવથી પરસ્પર વર્તે છે. ગુરૂ શિષ્ય વચ્ચે કાંઇજ અંતરાય રહેતો નથી. ગુરૂ અને શિષ્ય જુવાન મિત્રોની પેઠે વર્તે છે. ક્રાન્તિએ સર્વ શિક્ષણ પદ્ધતિમાં ભારે ફેરફાર કર્યો છે. તેનું એક ઉદાહરણ એક વાર અમારા સમજવામાં આવ્યું.

**મારકણા માસ્તર**

એક દિવસ સેબાસ્ટપોલના રસ્તે અમારી સામે એક માણસે આવી અમને સર્વ વિદ્યાર્થીઓને સલામ કરી. તે માણસ ઘણો વયોવૃદ્ધ જણાતો હતો. તે ઘણે દૂર ગયા પછી અમારામાં હસાહસ થઇ રહી. મને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું કેમકે તે હસવાને

અર્થ કાંઇ મને સમજાયો નહિ મને ધુંચવાડામાં પડેલો જોઈ વિદ્યાર્થીઓ પૈકી એક જણે હસતા હસતા કહ્યું “ ભાઈ, આ અમારા ગુરુજી, છે એક વખત એ ઘણા મારકણા માસ્તર હતા બધા એમને મારકણા માસ્તર તરીકેજ ઓળખતા. અમે તેમનાથી થર થર કાપતા હતા જો કોઈ દિવસ કોઈક વિદ્યાર્થી તેમને સલામ કરવાનું ભૂલી જાય તો બીજે દિવસે તેની પગે સલામ કરાવે ત્યારેજ છોડે બીજે દિવસે તેમની નજર તે વિદ્યાર્થી પર પડ્યા વિના રહેજ નહિ તે વિદ્યાર્થીઓને બહુજ દબમા રાખતા પરંતુ આ બધુ ક્રાન્તિની પહેલા! જે વખતે તે માસ્તર હતા અને અમે વિદ્યાર્થી હતા, તે વખતે—! પણ હવે એ મહેરબાનમા ફેરફાર થયો છે, હવે તે કાઇક ક્રાન્તિકારક થયા છે” આ સાભળી મને બહુ રમુજ પડી

જે વિદ્યાર્થીઓને ખર્ચ કરવાની સગવડ ન હોય તેમનો ખર્ચ રેડ યુનિયન તરફથી મળે છે સોવિયેટ પદ્ધતિની એવી વ્યવસ્થા છે કે કોઇ પણ વિદ્યાર્થી—પછી તે નિશાળનો હોય કે કોલેજનો હોય—પણ તેનો બધો ખર્ચ સરકારે વેઠવોજ જોઇએ તેને અભ્યાસનાં સર્વ સાધનો સરકારેજ પૂરા પાડવા જોઇએ.

**રેડઆર્મી**

યુનિવર્સિટી પછી તેટલીજ મહત્વની બીજી બાબત રેડ આર્મીની રચના સબધી હતી ઈ સ ૧૯૧૭ના માર્ચમા થયેલી રાજ્યક્રાન્તિ પછી બોલ્શેવિકોને રેડ આર્મીની ઘણી જરૂર જણાઇ માંડી, કારણ કે સામ્રાજ્ય સત્તા મેન્શેવિકોના હાથમા ગઇ હતી, એટલે તે દૃષ્ટિએ રેડ આર્મીની રચના ઓર્ગેનિઝ કરવાની હતી આથી તેવી પદ્ધતિસર વ્યવસ્થા માર્ચ માસમા શરૂ થઈ પણ જૂન ઉતરતા પહેલા તો કેરેન્સ્કિની સરકારે તે કામ ગેરકાયદેસર ઠરાવ્યુ, તેના સર્વ પ્રયત્નો ઉથલાવી પાડ્યા, બ કે ધૂળમા મેળવ્યા.

તે વખતે એ નવીન યોજનાના અંકુરને મૂળમાંથી બાળી નાખવા માટે એમેક જનરલ કોર્નિલોવની નીમણુ થતા તેના હાથમા સંપૂર્ણ સત્તા આપી દેહાતદંડ કરવાનો પણ તેને અધિકાર આપવામાં આવ્યો તેણે પોતાના મુસલમાન લશ્કરને અને કોસેક લશ્કરને, અલ્લા અને પરમેશ્વરના નામે-બોલ્શેવિકોની તે નવીન યોજના ધૂળમા મેળવવા માટે રેડ આર્મીના દરેક સિપાહી પર ગોળીમાર કરવાનો હુકમ કર્યો તે મમ માટે ખાઇમા રહેલા સાત હજાર અનુભવી સિપાહીઓને બોલાવવામાં આવ્યા પરતુ તે સોવિયેટોના ક્રાન્તિમાર્ગને માટેજ જાણે મૂરર હતા મુસ્લિમ સમાજવાદીઓએ પોતાના ભાઇઓને તે દેશદ્રોહી કૃત્યથી દૂર રહેવાનો ઉપદેશ કર્યો તેમણે કહ્યુ કે પોતાના દેશના લોકો સામે ગોળીમાર કરવો એ ઇશ્વરની નજરમા અયોગ્ય છે તેમના ઉપદેશની તે લોકો પર સારી અસર પણ થઈ બંદુકની એક પણ ગોળી તેમના દેશબધુઓ સામે છૂટી નહિ અને કોર્નિલોવનુ લશ્કર જેવુ આવ્યુ હતુ તેવુજ ચાલ્યુ ગયુ.

રેડ ગાર્ડને સ્વીકારવામા આવતા તે ખબ્દેસર લશ્કર બન્યુ. પછી બીજી રાજ્યક્રાન્તિ વખતે તેને લોકપક્ષના લશ્કર તરીકે જાહેર કરવામા આવ્યુ ઇ સ ૧૯૧૮ ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખે જાહેરનામુ મઢવામા આવ્યુ તે નીચે પ્રમાણે હતુ —

**જાહેરનામુ**

'The workers' and peasants' Red Army" will be formed from the more conscious and organized elements of the working class. This new army will be a pattern for the replacement of standing army in the near future by popular armaments which will defend the coming European social revolution,"

આનો ટુંકામાં ભાવાર્થ એ છે કે "કામગારોનું અને ખેડુતોનું આ લશ્કર તે વર્ગના હોંશીઆર અને કાર્યદક્ષ લોકોનુંજ બનાવવામાં આવશે: અને એ પ્રમાણે ઉભું કરેલું લશ્કરજ કાયમના લશ્કર તરીકે ચાલશે. ભવિષ્યના યુરોપીય ક્રાન્તિ યુદ્ધ વખતે તે લશ્કર પોતાના દેશનું સંરક્ષણ કરશે. અગાઉના લશ્કર જેવીજ આ લશ્કરની પણ રચના રહેશે."

**લશ્કરી શાળા:**

આ રેડ આર્મીની અંદર ૧૯૨૧ના જાનેવારી માસમાં ૫૩૦૦૦૦૦ સિપાહી હતા.

U. S. S. R. માં દરેક ઠેકાણે એવી લશ્કરી શિક્ષણની શાળાઓ અને કોલેજો છે. ભાવી રાજ્યક્રાન્તિથી દેશ નિર્ભય થયા પછી આ સંખ્યા ઘણી ઓછી થઈ ગઇ હતી. પણ લશ્કરમાં અગાઉનું પરાક્રમ અને હોંશિયારી કાયમજ હતાં. લશ્કરી શિક્ષણ આપની શાળાના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે—

**(૧) સાધારણ શાળા** ત્રણ વર્ષના અભ્યાસક્રમ માટે.

**(૨) વિશેષ શિક્ષણની શાળા,** એમા શાળા અને સ્ટાફ કોલેજો.

**(૩) પલટણોના સેનાપતિઓની શાળા.**

આ શાળાઓમાં ફક્ત ઔદ્યોગિક અને લશ્કરી શિક્ષણ આપવામાં આવે છે એટલુંજ નહિ પણ વ્યાવહારિક અને રાજકીય શિક્ષણ ઉપર પણ સારું લક્ષ આપવામાં આવે છે.

* રેડ આર્મીના દરેક સિપાહીને જણાવી દેવામાં આવ્યું હતું કે **"તું જે કોમના લોકોનો છું તે લોકોનો તું સંરક્ષક છે. તેમના રક્ષણની જવાબદારી તારા પર છે; વળી તારા દેશ વિરુદ્ધ કોઈ લડવા આવે, અથવા પરદેશી હુમ-**

* જુઓ, પરિશિષ્ઠ ૧૯.

લાથી તારો દેશ ત્રાસ પામતો હોય તે વખતે તું તારા દેશનો રક્ષણકર્તા છે."

આ લશ્કરની એક વિશેષ મહત્વની અને આશ્ચર્યકારક બાબત એ છે કે જેમ યુનિવર્સિટીના અધ્યાપક વર્ગ અને વિદ્યાર્થીઓ વચ્ચે ભેદ ભાવ હોતો નથી તેમ રેડ આર્મીમાં પણ સિપાહી અને સેનાપતિ વચ્ચે ઉંચા નીચાનો ભેદ જણાતો નથી; પણ એથી લશ્કરની વ્યવસ્થામાં જરા પણ વિક્ષેપ કે ગરબડ થતી નથી! લશ્કર જ્યારે કામગીરી પર હોય તે વખતે તેની શિસ્ત (Discipline) ઘણી કડક રહેતી, પરંતુ કામ પૂરું થતાંજ બધા ભાઈઓની પેઠે વર્તતા.

**કોનસ્ટાટમાં બંડ**

વર્ણન અને વ્યાખ્યાનું કામ થઈ રહ્યા પછી પ્રત્યક્ષ વસ્તુસ્થિતિ શી છે, કિંવા કેવી હતી તે હવે આપણે જોઈએ. ઇ. સ. ૧૯૨૧માં કોન્સ્ટ્રાટ બંદરના ખલાસીઓએ સોવિયેટો સામે જાહેર રીતે બંડ કર્યું. તે ખલાસીઓને શહેરના લગભગ સર્વ મૂડીદારોની અંદરખાનેથી મદદ હતી. તે બંડ એટલે ભવિષ્યના મોટા બંડનું એક નાનકડું પ્રાથમિક સ્વરૂપજ હતું. બીજું જે બંડ થયું તે ખાસ કરીને ફ્રાન્સની ઉશ્કેરણીથી થયું; અને તેના ઉપરજ આગળ મૂડીવાદીઓનું ધોરણ અંકાવાનું હતું. પહેલું બંડ તો એક પ્રયોગ હતો. ઝારના સમયના જે જે સેનાપતિ ફ્રાન્સ અને ઇટાલીના આશ્રયથી દબાઇ બેઠા હતા તેઓજ એ બંડના આગેવાન હતા. માત્ર આગેવાનીજ નહિ પણ તેના ઉત્પાદક પણ તેઓજ હતા.

**પ્રજાસત્તાને ખાતર**

પરંતુ બંડનું ક્ષેત્ર તૈયાર થતાં પહેલાંજ કૅસિન લશ્કરે તેને સમાવી દીધું. તે લશ્કર તદ્દન નવીન અને થોડાજ વખત પર તાલીમ પામેલું હોવા છતાં તેનું પરાક્રમ જબરૂં હતું. આજે

તેની હોંશીઆરી અને સાહસની વાતો સાંભળતાં આશ્ચર્ય થયા વિના રહેતું નથી ! બરફવાળા બાલ્ટિકના પ્રદેશમાં થઇને તે લશ્કર કેવું ચાલ્યું ગયું ! જે પ્રદેશમાંથી શત્રુ કદિ પણ ચડી ન આવે એમ બંડખોરોના સેનાપતિને લાગ્યું હતું ત્યાં જઇને તેણે શત્રુ પર કેવી રીતે જય મેળવ્યો, ઇત્યાદિ બાબતો માટે અમેરિકાને હંમેશાં અભિમાન થતું હતું. અમેરિકામાં જ્યોર્જ વૉશિંગ્ટનના બહાદૂર સિપાહીઓએ પોતે તાલીમ વગરના નવાસના માણસો હોવા છતાં માત્ર દેશના રક્ષણ અર્થે ફ્રૉર્જની ખીણના બરફવાળા પ્રદેશ પર પોતાનું લોહી રેડ્યું; બરફનો પ્રદેશ પોતાના લોહીથી રંગી નાંખ્યો, એ વાત કહેતાં દરેક અમેરિકનની છાતી આજ વેંત ઉછળે છે ! આજે રૂશિયા પણ પોતાના રેડ આર્મીનાં યશોગાન કરે છે. સંકટ આવતાંજ એ રેડ આર્મીએ પોતાની બંદુકો અને તોપો ઉપાડી પ્રજાસત્તાક રાજ્યના રક્ષણ માટે જામી ગયેલા બરફના પ્રદેશમાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું અને દેશ પર આવેલી આફત ટાળી હતી; તે માટે આજે પણ તેનાં મુક્તકંઠે વખાણ કરવામાં આવે છે.

**પરદેશી છાપાંનું પ્રચારકાર્ય**

ક્રૉન્સ્ટાડ્ટનું બંડ બીજા બંડનું પૂર્વ સ્વરૂપ હતું; અને દરેક સામ્રાજ્યવાદી પત્રનું તેને ઉત્તેજન હતું; બલ્કે તેમનીજ ઉશ્કેરણીથી લોકો સોવિયેટ સામે બંડ કરવા પ્રેરાયા હતા એમ માનવાને સબળ કારણો છે. અમે તે વખતે મૉસ્કોમાં હતા એટલે અમને કાંઈ લાગ્યું નહિ પણ બહાર કોઈ આશ્ચર્યકારક સ્થિતિજ ચાલી રહી હતી. ક્રેમલિન જ્યાંનો ત્યાંજ હતો, લેનિન જ્યાંનો ત્યાંજ પોતાના ટેબલ આગળ હતો પણ પરદેશી વર્તમાન પત્રો જે અદ્ભુત સમાચાર ફેલાવતાં હતાં તે ઘણા વિલક્ષણ અને રમુજી હતા. લંડન ટાઇમ્સ, ક્રોનિકલ અને મેન્ચેસ્ટર ગાર્ડિયન મોટાં મોટાં મથાળાં હેઠળ

"બંડખોરોએ ક્રેમલિન રાજમહેલને લગાડેલી આગ."

'મોસ્કો બંડખોરોના હાથમાં ગયું.'

'ક્રેમલિન બાળીને ખાખ કરી નાંખ્યું.'

'કોમિનટર્ન સુરંગ ફોડી ઉરાડી દેવામાં આવ્યું.'

'લેનિન મરણ પામ્યો.'

એના એના સમાચાર રોજ "ખાસ ખબરપત્રી તરફથી મળેલા" તરીકે પ્રસિદ્ધ કરવામા આવતા, પરતુ તેમા સત્યનો અશ ઘણો જ ઓછો હતો

**મનમાં પરણ્યા મનમાં રાંડયા**

સામ્રાજ્ય સત્તાવાદીઓ રોજ ઇશ્વરની પ્રાર્થના કરતા કે "હે પ્રભુ! સોવિયેટ સત્તાનો તુ જલદીથી નાશ કર" તેમણે તેમના મનમા ને મનમાજ ક્રેમલિનને આગ લગાડી, તેને બાળી નાખ્યુ, કોમિનટર્ન સુરગ ફોડી ઉડાવી દીધુ, અને કનાની સૃષ્ટિમા લેનિનને પણ મુએલો જોયો, પણ કેમે કરતા સોવિયેટ સત્તા તેમની છાતી પરથી ખસી નહિ તેમની દશા 'મનમા પરણ્યા મનમા રાડ્યા' જેવી થઈ! માણસ માગે છે કાંઇ, ત્યારે ઇશ્વર તેને આપે છે કાંઇ! એવીજ સ્થિતિ સામ્રાજ્ય સત્તા વાદીઓની અને સોવિયેટ સામે બરાડા પાડનારા લોકોની થઇ હતી. તે બડથી બીજુ કાંઇજ પરિણામ આવ્યુ નહિ, માત્ર જનતા માજનુ કાર્ય દિવસે દિવસે ફત્તેહમદ થતુ ગયુ, અને રશિયાનુ બડ દબાવવા માટે બડખોરોના જે પ્રયત્ન થતા ગયા તે નિષ્ફળ થતા ગયા

ઇ. સ. ૧૯૨૧ના ફેબ્રુઆરી ની ૭ની તારીખે જગપ્રસિદ્ધ પી-

**ક્રોપોટકીનનું અવસાન**

ટર ક્રૉપૉટ્કિન મરણ પામ્યો. તે દિવસ આખા રૂશિયાને માટે બહુ દુઃખ અને ગમગીનીનો હતો. રૂશિયાની સુધારણા અને શિક્ષણની બાબતમાં તેણે જે કાર્ય કર્યું હતું, સાહિત્યક્ષેત્રમાં જે અપૂર્વ ઉમેરો કર્યો હતો તેને માટે રૂશિયા આજે તેનું ઋણી છે. પીટરનું ક્રાન્તિ સંબંધી કાર્ય પણ વખાણવા લાયક હતું. તે મહાન્ ક્રાન્તિકારનું શબ ઘણા સન્માન અને ઠાઠમાઠથી ટ્રેડ યુનિયન હોલમાં લઈ જવામાં આવ્યું. જ્યાં ત્યાં શોક દર્શક કાળા વાવટા ફરકતા હતા. કોફિન પર ક્રાન્તિનાં ધ્યેયને સૂચવતાં નિશાનો રાખવામાં આવ્યાં હતાં. સરઘસ નીકળ્યું ત્યારથી સત્યને ખાતર, પોતાના સિદ્ધાંતને ખાતર, સ્વધર્મને ખાતર, પોતાના પક્ષને ખાતર, પ્રાણ આપનાર એ વીરનું જ્યાં ત્યાં સન્માન થયું હતું. પછી લેનિન હોલમાં આવ્યો, પરરાષ્ટ્રીય પ્રતિનિધિઓ મરનારને માન આપવા માટે કોફિન તરફ દોડી આવ્યા. આખો સમાજ એક સરખો રૂદન કરતો હતે. ત્યાં માજી રાજકુમારનાં સંસ્મરણો વંચવામાં આવ્યં તેના ગુણાનુવાદ ગવાયા, ટ્રોટસ્કીની આંખોમાંથી અસુની ધારા ચાલવા લાગી, ઝીનોનિવ તો મૂર્છા ખાઇ નીચે પડ્યો.

**દફનક્રિયાનો પ્રસંગ**

કોમિસારથી કામગારો અને ખેડુતો સુધી દરેક જણ પોતાનાં ફૂલહાર તે વીરના શબને પહેરાવવાને આગળ આવ્યા. ગેલેરીમાં અને બોક્સમાં ઉભા રહેવા જેટલી—એક ઈંચ પણ જગ્યા રહી નહતી. આખો હોલ ચિક્કાર ભરાઈ ગયો હતો ફેબ્રુઆરી માસની કકડતી ટાઢ હતી, છતાં એટલી ગરમી લાગતી હતી કે બધા પરસેવાથી રેબ ઝેબ થઇ ગયા. લગભગ એક વાગે શબને દફન કરવાની જગ્યાએ લઈ જવામા આવ્યું. ઢોલ, પડઘમ વગેરે પર વાવટા ચડાવી વગાડવામાં આવતાં હતાં. ખરેખર! એવું વાદન મેં પહેલાં કદિ સાંભ-

મનું ન હતું. ચોમેર શોકનું સામ્રાજ્ય પ્રસર્યું હતું. છેવટે શોકભર્યા સ્વરથી આંતર રાષ્ટ્રીય ગીત ગવાયું. તે વખતનો હૃદય ભેદક દેખાવ હજી મારી નજર આગળ તરી આવે છે.

**અનવર પાશા આવ્યા**

એક દિવસ પરરાષ્ટ્રીય ઓફીસ આગળ ફરતાં અનવર પાશા જર્મનીથી પોતાનો ગુપ્ત પ્રવાસ પૂરો કરી મોસ્કો પાછા આવ્યાનું મારા સાંભળવામાં આવ્યું. હિંદુસ્થાનનો દરેક મુસલમાન તેમજ આખું રૂશિયા અનવર પાશાને પૂજતાં હતાં. પૂર્વ તરફના દેશોનો તે પૂજનીય દેવ હતો. તેને જોવાની, તેની સાથે મુલાકાત કરવાની ઇચ્છા મેં કેટલાય દિવસ મારા હૃદયમાં દબાવી રાખી હતી; પણ આ તક મળતાંજ મેં તેને મળવા જવા નિશ્ચય કર્યો; અને તેના મુકામ સંબંધી ચોકસી કરવા માંડી, પરંતુ રૂશિયાની ખુબી કાંઈ ઓર હતી. ત્યાં કામગારોના કોઇક નેતાની જેટલી જલદી ભાળ મળે છે તેટલી બીજા માણસની કદિ મળતી નથી! આથી ઘણા પ્રયાસ પછી મને ખબર પડી કે પરરાષ્ટ્રીય ઓફિસના નોકરો રહે છે ત્યાંજ અનવર પાશા પણ રહે છે.

તે મકાનની ચોમેર સખત પહેરો હતો અને મળવા આવનારા માણસ સંબંધી ખાત્રી થયા વિના તેને અંદર જવા દેતા ન હતા. તેથી મેં મારી ઓળખ માટે મારો પ્રતિનિધિત્વનો હુકમ બતાવ્યો; પણ ત્યાંના અમલદારની ખાત્રી ન થવાથી તેણે લફ્સ હોટલમાં ટેલિફોન કર્યો અને મારા વિષે પૂરતી ખાત્રી કરી લીધા પછી (મને રોકવા માટે દિલગીરી બતાવી) અંદર જવા દીધો. પછી મારી સાથે સંરક્ષક અને માર્ગદર્શક આવતાં એક સુશોભિત હોલમાં મને લઈ જવામાં આવ્યો. તે હોલ ઘણો સુંદર હતો.

તેને હોલ કહેવાને બદલે સાર્વજનિક દીવાનખાનું કહીએ તો

**અનવર સાથે મુલાકાત**

પણ ચાલે. અનવર પાશાની પરવાનગી આવતાં સુધી મારે ત્યાં ઉભા રહેવું પડ્યું. સાથેના સિપાઇએ મારો પ્રતિનિધિત્વનો હુકમ પાસેની એક ઓરડીમાં અનવર પાશા પાસે લઈ જઇ બતાવ્યો. તેની સાથે મેં મારા નામનું કાર્ડ પણ આપ્યું હતું. પણ પાશા ઘણો નિખાલસ હૃદયનો હતો. તેને બાદશાહી કે તુર્કી બાદશાહી ઠાઠમાઠની કાંઈજ ખબર ન હતી. તેથી તેને મળવા જતાં મને ઝાઝી હરકત ન પડી. તે સાદી ખોલીમાંથી એકદમ બહાર આવ્યો અને મને અભિનંદન આપી મારી સાથે હસ્તધૂનન કર્યું. પછી તેણે મને પોતાની ખોલીમાં લઇ જઈ ખાસ મુલાકાત આપી. ઠંડીને લીધે નજીકમાં સગડીઓ રાખી હતી તે સારી પેઠે સળગાવવામાં આવી. અનવર પાશાએ તે વખતે જે પોશાક પહેર્યો હતો તે બધો લશ્કરી ઢબનો—ખાસ કરીને ઘોડેસ્વારીનો હતો. તેના શરીરે લશ્કરી શણગાર સજેલા હતા. માત્ર માથે ટોપી ન હતી; અને કેસરી ઢબના થેલીઓ પણ ન હતા. તેનો પોશાક વ્યવસ્થિત અને ઠીકઠાક હતો. પાશા બહુજ સમયસૂચક હતો. મહા યુદ્ધની જોખમદાર વ્યક્તિ તરીકે તે આગળ આવેલો હતો. તેના પ્રત્યે કેસિન કરતાં સોવિયેટ સરકાર બહુ સારી રીતે વર્તતી હશે એમાં કાંઇ નવાઈ નથી.

**અનવર કે નેપોલિયન**

તેની ચોમેર સુખ સગવડનાં સર્વ સાધનો હતાં છતાં પૈસા ટકા જેવું કાંઇ ન હતું; અને જો કાંઈ હશે તો તેની તેને કાંઈ કીંમત ન હતી; કારણ કે તેને પૈસાની જરૂર પણ ન હતી; તેને જોઇતી દરેક વસ્તુ અમલદારો પાસેથી મળતી હતી. માત્ર અમલદારોની પરવાનગી સિવાય તેને એક તારનો તાંતણો પણ મળતો નહિ.

• અનવર પાશાને હિંદુસ્થાન સંબંધી પ્રશ્નની ચર્ચા કરવાની ઇચ્છા હતી; અને તેટલી મુદતમાં તેની એકંદર કાર્યવાહીનો મારે અભ્યાસ કરવાનો હતો. તે પ્રશ્ન પૂછવાના વિચારમાં હતો, તો હું તેના તરફ જોવામાં મારું ભાન ભૂલી ગયો હતો. કારણ કે હિંદુસ્થાનમાં હતો ત્યારથી જેની હું હંમેશાં માનસિક પૂજા કરતો આવ્યો હતો, જે મૂર્તિ હંમેશાં મારી નજર આગળ ફરી રહી હતી, જે મૂર્તિ મારી આરાધ્ય દેવતા બની રહી હતી, તેનું આજે મને પ્રત્યક્ષ દર્શન થયું હતું; તેની સાથે આજે મને બોલવા ચાલવાનો પ્રસંગ મળ્યો હતો! તેમને વાતો કરવી હતી ત્યારે હું સ્તબ્ધજ રહ્યો. હું તે વખતે નેપોલિયનના જેટલુંજ માન અનવર પાશાને આપતો હતો.

**હિંદી નેતાઓ વિશે વાત**

વાતચિતની શરૂઆત કરતાંજ મને જણાયું કે તેમને અંગ્રેજી સારું બોલતાં આવડતું હતું. તે મને હિંદુસ્થાન સંબંધી પ્રશ્ન પૂછતા અને હું તેના ઉત્તર આપતો. સી. આર. દાસ, અને રોય વિષે તેમણે બહુ પ્રશંસાના ઉદ્ગાર કાઢ્યા. મૌલાના મહમદઅલી વિષે અને તેમણે સ્વીકારેલા વિરોધી ધોરણ વિષે તેમણે પોતાની સંપૂર્ણ નાખુશી બતાવી, તેનાં તેમણે અનેક કારણો પણ બતાવ્યાં. લાલા લજપતરાય વિષે તો તેમણે ઘણીજ ચોકસી કરી, અને મેં પણ તે વિષે જે કાંઇ માહિતી આપી શકાય એવી હતી તે ઘણી ખુશીથી આપી.

લાલાજીના સંબંધમાં હું જ્યારે આદરભાવથી કહેતો હતો ત્યારે અનવર પાશાને પણ ઘણો આનંદ થતો હતો. લાલાજી પ્રત્યે તેમને ઘણી સહાનુભૂતિ હતી. પછી તેમણે ડૉક્ટર અનસારી અને તેમના બાલ્કન વિગ્રહ વખતના મિશનની વાત કાઢી. બધા મુસલમાનો સંબંધી વાત કરતાં શૌકતઅલી માટે તેમણે ઘણા માનભર્યા ઉદ્ગાર કાઢ્યા. અનસારી માટે પણ એ પ્રમાણેજ કર્યું. પણ બે

એઉને વિષે હું કાંઇ કહી ન શક્યો, કેમકે તેમના સંબંધી મને ઓછી માહિતી હતી. હું ઘણું બોલ્યો હતો પણ તે બધું અહીં જણાવવાનું બની શકે એમ નથી.

**આદ્રીઆનોપલ અને ટ્રિપોલી**

મેં તેમને કહ્યું હિંદુસ્થાનના મુસલમાન તમને દેવ માની નિત્ય પૂજન કરે છે તે સાંભળી તેમને હસવું આવ્યું. તેમણે કહ્યું "એ બધા મૂર્તિપૂજકો મને ગમતા નથી, સ્વતંત્રના માટે લડનારજ મને વધારે પ્રિય છે. મારા સંબંધી કહેવાયો તો મેં કાંઇજ કર્યું નથી; પણ હવે પછી કાંઇક કરી શકીશ એમ લાગે છે." મેં તેમણે સુલતાન અબદુલ હમીદની બાબતમાં કરેલા કાર્યની યાદ આપી ત્યારે તે બોલ્યા, "હા, હા! એ કરેલું ખરૂં. મેં તેને રાજ્યાસન પરથી નીચે ઉતારી પાડ્યો અને પ્રજાને જુલમમાંથી મુક્ત કરી." તે પછી મહાયુદ્ધ વખતે આદ્રીઆનોપલમાં તેમણે કરેલું અમૂલ્ય કાર્ય મેં સંભાર્યું; તેના જવાબમાં તેમણે કહ્યું કે "આદ્રીઆનોપલ અને ટ્રિપોલીને ખાતર હું મારૂં સર્વસ્વ ખર્ચવા તૈયાર થયો હતો. એક પ્રાણ વિના મેં મારૂં બીજું કાંઈ પણ અર્પણ કરવાનું બાકી રાખ્યું ન હતું. હું એક સામાન્ય સિપાહી બનીને લડ્યો. પણ તે લડાઈમાં મને અપયશ મળ્યો—" આટલું કહી તે થોડી વાર થોભ્યા અને પુનઃ બોલ્યા "પણ એક વાર નિષ્ફળ થવા છતાં ભવિષ્યમાં મને ફત્તેહજ મળશે એમાં જરા પણ શંકા નથી."

પરંતુ દુર્ભાગ્યની વાત એટલીજ હતી કે આદ્રીઆનોપલની ફત્તેહ જોવાને તે ત્યાર પછી વધારે જીવ્યા નહિ.

**ડાર્ડેનલ્સનો બચાવ**

ત્યાર બાદ મહાયુદ્ધ સમયે તેણે ડાર્ડેનલ્સનો બચાવ કર્યો હતો તે વાત પૂછતાં તેમણે જણાવ્યું "હા, તે એક ફત્તેહ મળેલી ખરી! તે મારી

આબાદ લશ્કરી પેચ હતો. સેનાપતિની ખરી કલા શી હોવી જોઇએ તે મેં ત્યાં કાંઇક બતાવ્યું ખરૂં! એ મહાયુદ્ધમાં મેં જે કામગીરી બજાવી હતી તેનો ઇતિહાસમાં કોઇથી જોટો આપી શકાય એમ નથી. મને ગર્વ થાય છે કે તે યશનો ભાગીદાર મારા વિના બીજો કોઈ થયો નથી. ઇતિહાસમાં મેંજ જગતને બતાવી આપ્યું છે કે દોસ્તો (મિત્ર રાજ્યો)નું હથિયારબળ ભેદી શકાય એવું છે, કમતાકાત છે. તેમનો ગર્વ અમારી આગળ નકામો છે. અમે અમારૂં તોપખાનું ડર્ડેનલ્સમાં એટલી ઉંચાઇએ રાખ્યું હતું કે જાણે તે ક્ષિતિજનો એક ભાગજ બની ગયો હતો. તે તોપખાના પર મારો ચલાવવાનું કામ ભારે મુશ્કેલ હતું. ચાર હજાર બોમ્બ ગોળા એ તોપખાના પર છોડવામાં આવ્યા; પણ તેને કાંઇજ ઇજા થઇ નહિ. ખુશ્કીના લશ્કરની પૂંઠ પકડવાને બદલે સમુદ્ર માર્ગે હુમલો કરવામાં દોસ્તોની મૂર્ખતાજ હતી. તેથીજ તે તેમને દુઃખદાયક થઇ પડ્યું. થોડી વારમાં Irresitible ocean અને બીજું એક એવાં તેમનાં ત્રણ લશ્કરી વહાણોને અમે સમુદ્રનું તળીઉં પૂરવામાં વાપર્યાં. તે ઉપરાંત અમે તેમનું ઘણું નુકશાન કર્યું. કેટલાયે વહાણ નકામાં કરી નાખ્યાં. ત્યારે તેમની ધીરજ ખૂટી; અને તેમનું અભેદ નૌકાસૈન્ય હાર ખાઇ આખરે નાસી ગયું!

**માઇલ માઇલની સુરંગો**

અમારા લશ્કરની રચના એવી કુશળતા ભરેલી હતી કે અમે એક ઠેકાણે તોપો ફોડીએ તો ધુમાડો બીજે ઠેકાણેથી નીકળતો; ધૂમાડો તો શું પણ ધૂમાડાના ગોટેગોટ નીકળતા. તોપખાનાથી લગભગ એક માઇલના અંતર પર અનેક ઠેકાણે અમે દારૂના ઢગના ઢગ રાખ્યા હતા; અને તે દરેક ઢગલા સુધી જલદીથી સળગી ઉઠે એવી રાસાયનિક બત્તી જોડી હતી; અને તેનો સંબંધ ઠેઠ ખાઇ સુધી જોડેલો હતો. દરેક વખતે

ધડાકા થવાની સૂચના આપવામાં આવતી, તેજ વખતે દારૂનો ધૂં-માડો પણ બહાર નીકળતો. તોપોનો ધડાકા અને દારૂનો ગોટ એ-કીજ ક્ષણે થતા; અને તેટલાજ કારણે મિત્રોનું લશ્કર ફસાઈ પડતાં વાર ન લાગી. અમે વિજયી થયા. અમારા વિજયનું ખરું રહસ્ય આ જ છે.

**અનવરના સંદેશા**

બીજા જુદા જુદા વિષયો પર લગભગ બે કલાક વાતો ચાલ્યા પછી મેં પાશાની રજા લીધી. ત્યારે તેમણે કહ્યું "આવજો, અને વખતોવખત મળતા રહેજો." પણ પછી તો એવો યોગાયોગ આવ્યો કે અબદુલ રજ મોસ્કોમાં આવેલા માલૂમ પડતાં અનવર પાશા તેને મળવાને લકસ હોટેલમાં દિવસમાં અનેક વાર આવતા; અને હું પાછો હિંદુસ્થાન આવ્યો તે પહેલાં તેની સાથે વાત કરવાના મને અનેક પ્રસંગો મળ્યા. તેના મરણથી મને ઘણુંજ માઠું લાગ્યું. પણ પાછળથી મને માલૂમ પડ્યું કે સોવિયેટોના સ્વાગતમાં તેમને ઘણી ખામીઓ લાગી હતી. તેણે કેટલાક હિંદી મિત્રોને પહોંચાડવાને મને આપેલા સંદેશા હજી તેવાજ કહ્યા વિનાના રહ્યા છે કારણ કે હજી તેમને મળવાનો મને અવસર મળ્યો નથી.

**ક્રેમલિન રાજ-મહેલનું દર્શન**

પરરાષ્ટ્રના પ્રતિનિધિઓ ત્યાંનું કાર્ય પરવાર્યા પછી કેટલાક દિવસ સાંજ આરામ લેતા. તેઓ બહાર ફરવા જતાં હું પણ તેમની સાથે જતો. પ્રથમ મેં ક્રેમલિન રાજમહેલ જોયો. પણ તેનું વર્ણન હું શું કરું ? તે ઇતિહાસ પ્રસિદ્ધ રાજમહેલ છે અને રૂશિયન શિલ્પશાસ્ત્ર તેમજ કળા-કૌશલ્યનો આબેહુબ નમૂનો છે. હિંદુસ્થાનના કિલ્લાઓની માફક તેના કિલ્લાને પણ બહારથી કાંગરા છે.

અમારા સંબંધી સંપૂર્ણ ચોકસી થયા પછી અમને અંદર

દાખલ થવાની પરવાનગી મળી. પરરાષ્ટ્રીય ઓફિસ સિવાય તે વખતે ઘણીખરી મહત્વની કચેરીઓ ત્યાંજ હતી. લેનિન, ટ્રોટસ્કિ, ઝીનોવિવ, રેડેક, સ્ટેલિન, એ બધા ત્યાંજ રહી કામ કરતા. તે દરેકની જુદી જુદી કચેરીઓ હતી. અમારી સાથેનો માણસ અમને પ્રથમ લેનિન પાસે લઇ ગયો. તે ઓરડી તે ખરેખર ઓરડીજ હતી. તદન સાદામાં સાદી ઓરડીને શોભાવે એવી પણ ત્યાં એક્કે ચીજ ન હતી. સુંદર ફરનિચર પણ નહિ. જેવાં તેવાં લાકડાનાં ટેબલો, અને તેવીજ બે ચાર ખુરસીઓ હતી. તેમાં સૌથી પ્રથમ ધ્યાન ખેંચે એવી બાબત એ હતી કે તે આખી ઓરડીમાં ભીંતોએ નકશા ટંગેલા હતા. અને કેટલીક ચોપડીઓ મુકવાની અભરાઇઓ હતી. આટલામાંજ તેનો બધો સામાન આવી જતો હતો. ઓરડીનું નિરીક્ષણ કરતાંજ જોનારની ખાત્રી થઇ જતી કે લેનિનને કશાનો શોખ નથી. તેના સ્વાર્થત્યાગના ગુણની કાંઇક કલ્પના નીચેના એક પ્રસંગ પરથી માલૂમ પડશેઃ—

**મહાન સ્વાર્થત્યાગ**

"ઇ. સ. ૧૯૨૧માં રૂશિયાના દુષ્કાળ વખતે મોસ્કોના કેટલાક ખેડુતોએ દસ માણસના કુટુંબને બે વર્ષ ચાલે એટલું અનાજ લેનિનને ભેટ મોકલ્યું. લેનિને તેનો ઘણી ખુશીથી સ્વીકાર કર્યો અને પોતાને એક દિવસ ચાલે એટલું રાખી બાકીનું અનાજ તેણે કારખાનાના મજુરોમાં વહેંચી દેવા મોકલ્યું. આ પ્રમાણે તેણે પોતાના ખેડુતો અને મજુરો પ્રત્યે પ્રેમ અને દયાભાવ બતાવી તેમનાં હૃદય કબજે કર્યાં હતાં."

અમારે લેનિનને મળવું હતું પણ તે વખતે તે ઓરડીમાં ક્રેમલિનના નોકરોની સાથે બેસી ભોજન કાર્યમા ગુંથાયા હતા. તેના કામમાં ખલેલ કરવાની અમારી ઇચ્છા ન હતી. તેથી તે વખતે અમે તેની મુલાકાત લીધી નહિ ટ્રેડ યુનિયન હોલમાં તે સમયના

કેટલાક મહત્વના પ્રચલિત વિષય સંબંધી કહેતાં બે વખત મેં તેનું ભાષણ સાંભળ્યું હતું. લેનિનની ઓરડીથી અમને આગળ લઈ જવામાં આવતાં અમારી સાથેના દુભાષીઆઓએ રાજા મહેન્દ્રપ્રતાપ આચાર્ય, અબદુલ રબ, બરકતઉલ્લા અને તેમના એક નોકર સંબંધી બનેલી એક ગમ્મતની વાત કહી!—

"તે સર્વ દેશભક્તો જ્યારે જર્મનીથી રૂશિયા આવ્યા ત્યારે લેનિનને મળવા ગયા. જુદા જુદા દેશના મોટા મોટા અમગણ્ય માણસોને મળવાનો તેમને શોખ હતો. તેમના રીતરિવાજ તેમના શરીરના વલણ પરજ રહેલા હોય

**ભેદભાવ નથી!**

છે એટલે લેનિનને મળવા જતી વખતે પણ તેમણે પોતાની તેજ પદ્ધતિ ચાલુ રાખી. ત્યાં જતાં તેઓ પોતપોતાના દરજ્જા પ્રમાણે ઉભા રહ્યા, અને તેમનો નોકર તેમની પાછળ ઉભો રહ્યો. લેનિન પોતાની ઓરડીની બહાર આવતાંજ બધાએ તેને નમીને સલામ કરી. પરંતુ લેનિનને આથી સંતોષ થયો હોય એમ જણાયું નહિ. તે બધા દેશભક્તો આગળ ઉભા રહે અને તેમનો નોકર તેમની પાછળ ઉભો રહે એ વાતથી તેને ઘણી ચીડ ચડી. તે દેશભક્તો સાથે હસ્ત ધૂનન કરવાનું મૂકી દઈ લેનિન પ્રથમ તે નોકર પાસે ગયો અને પ્રેમથી ભેટી પડ્યો. તેનો એક હાથ પકડી આગળ આણતાં દેશભક્તોની હારમાં ઉભો કર્યો અને કહ્યું "રાજા અને મૌલવીની માફક તું પણ સરખાજ દરજ્જાનો માણસ છે. તારો દરજ્જો મારાથી ઘટાડી શકાય એમ નથી. અમારા સોવિયટ રૂશિયામાં ઉંચા નીચાનો ભેદભાવ નથી." આટલું કહી તેણે નેતાઓને ફેરીને કહ્યું "હવે હું તમારૂં ઘણા પ્રેમથી સ્વાગત કરૂં છું."

મેમાનોએ પોતાની બેઅદબી માટે લેનિનની માફી માગી. પછી અમે મહેલના દીવાનખાનામાં તેઃ

**ઝારની ઝાંખી સ્મૃતિ**

ઓરડામાં ગયા. પણ તે ઠેકાણે બિકાનેરનો કિલ્લો, અકબરનું દીવાને-ઈ-આમ કે બીજા મોગલ જમાનાના મહાલો અને કિલ્લાથી અર્ધી પણ શોભા ન હતી. ઝારની કારકીર્દિમાં જે દીવાનખાનામાં નાચરંગ અને નાટકી જલસા ચાલતા ત્યાં આજ સોવિયટોની મોટી પરિષદો ભરાય છે.

તે દીવાનખાનામાંથી પસાર થયા પછી અમારે કાર્લરેડેક સાથે મુલાકાત થઈ. તે ઘણો મિલનસાર, ખુશમિજાજી, ગમતી, ખુલ્લા હૃદયનો અને રસિક પુરુષ છે. તે મૂળ ઑસ્ટ્રેલિયાનો વતની હતો પણ અત્યારે રૂશિયામાંજ રહે છે. યુદ્ધ સમયે બજાવેલા એક મહત્વના કાર્યથી તે ઘણો પ્રસિદ્ધમાં આવ્યો છે.

હોલ જોઇ રહ્યા પછી અમને એક ઇતિહાસપ્રસિદ્ધ ખંડમાં લઈ જવામાં આવ્યા. તે ખંડનું મહત્વ એ હતું કે તેમાં નેપોલિયન એક રાત સૂઈ રહ્યો હતો. તે જે પલંગ પર સૂતો હતો તે હજી પણ જાળવી રાખવામાં આવ્યો છે. તે ઉપરાંત પુરાતન રૂશિયાની કેટલીક મહત્વની ચીજો પણ જેવી ને તેવીજ ત્યાં મોજૂદ છે.

બીજે દિવસે અમે લેકિએ કોલોમ્નાનાં કારખાનાં જોવા જવાનું ઠરાવ્યું. તે કારખાનાં મોસ્કોથી ૬૦ માઇલ દૂર અગ્નિ ખૂણામાં છે. અમે સાંજે ત્યાં જવા નીકળતાં રસ્તામાં અમને કેટલાક તુર્કી પ્રતિનિધિ પણ મળ્યા; તેમાં અલિ ફાઉદ બે પણ હતા. હાલ તે કેમાલના રાજ્યમાં છે.

**અલિ ફાઉદબેની મૂલાકાત**

મને કાંઇક ટર્કી આવડતું હોવાથી મેં એની સાથે વાતચીત કરવા માંડી. એક હિંદીને પોતાની માતૃભાષામાં બોલતો જોઇ તેને ઘણો આનંદ થયો. હિંદુસ્થાન સંબંધી તેણે તીવ્ર જિજ્ઞાસાથી મને ઘણા પ્રશ્નો પૂછ્યા. તે

વખતે હિંદુસ્થાનની રાષ્ટ્રીય ચળવળ દિવસે દિવસે વધારે પ્રગતિ પામતી હતી. તેણે હિંદી લશ્કર સંબંધે વધારે ચોકસી કરી. મેસોપોટેમિયા, ઇજિપ્ત, અને દક્ષિણ ઈરાનમાં જે હિંદુસ્થાનનાં ભાડુતી લશ્કર ગયાં હતાં અને તેમણે ત્યાં જે કામગીરી બજાવી હતી તે જાણવાની તેને વધારે જિજ્ઞાસા હતી. તે પ્રશ્નથી હું ઘણો મુંઝવાયો.

મેં કહ્યું "મને એ સંબંધમાં બીલકુલ માહિતી નથી. એટલે શું કહું ? માટે માફ કરો ! પણ સાચું તો અમારા પગની બેડીઓ એટલી સજ્જડ પડી છે કે અમને અમારું તેજ કે શક્તિ બતાવવાની ક્યાંય તક મળતી નથી; અમે અમારું શરાતન કેવી રીતે બતાવીએ ? અમે હિંદીઓ તદ્દન દુર્ભાગી છીએ."

સવારના પહોરમાં ચહા પીધા પછી અમે કારખાનાં જોવા નીકળ્યા. અમારા લોકોમાં જર્મન, હંગેરિયન, તુર્ક, ઈંગ્લીશ, આઇરિશ, ફ્રેન્ચ, ઇટાલિયન અને ત્રણ ઇન્ડિયનો હતા. કારખાનાંના મુખ્ય પ્રતિનિધિએ અમારું ઘણું સ્વાગત કર્યું. અમે જતાંજ બેંડમાં આંતર રાષ્ટ્રીય ગીત વગાડવામાં આવ્યું. તે પછી અમને ગેસ્ટ હાઉસમાં લઈ જવામાં આવ્યા. કોમીઝર્સ, કામગારો અને પ્રતિનિધિઓએ આમારો જય જયકાર બોલાવ્યો.

**રશિયાની ઔદ્યોગિક પ્રગતિ**

ભોજન થયા પછી થોડીક વિશ્રાંતિ બાદ અમે કારખાનાંના પ્રત્યક્ષ ક્ષેત્રમાં ગયા. એક જગ્યાએ લડાઇમાં ભાંગી ગયેલાં એન્જીનો દુરસ્ત થતાં હતાં. તો એક ઠેકાણે ફોર્ડ મોટરો પણ બનાવવાનું કામ ચાલતું હતું. અમારી સાથેના પ્રતિનિધિએ કહ્યું કે ક્રાન્તિ થઈ ત્યારથી માલની ઉપજ સેંકડે ૩૩ ટકા વધી છે. યુદ્ધ સમયે અને તે પછી રશિયાના ધંધા ઘણા બેસી ગયા હતા. પણ હવે સોવિયેટ સરકારને શાંતિ વળતાં ઔદ્યોગિક સુધારણા તરફ તેનું વિશેષ ધ્યાન ચોટયું છે.

તે પછી બે મહિનામાં મને માલુમ પડ્યું કે ઘણા ગોદામમાં ૪૪ ગણ વધારો થયો છે આ પ્રગતિ ખરેખર આશ્ચર્યકારક કહેવાય

લેનિનગ્રાડના કારખાના જોઈ આવ્યા પછી અમે ભરતકામ જોવા ગયા અમારી સાથેના અંગ્રેજ અને જર્મન પ્રતિનિધિઓએ કહ્યું કે સોવિયેટ સરકારને જાહેર સગવડના થશે તો થોડા વખતમાં રશિયામાં એવા સાધનો ઉત્પન્ન થશે કે ઈંગ્લેંડ અને જર્મની રશિયા સાથે હરિફાઈમાં ટકી શકવાના નથી ઊલટુ ઈંગ્લેંડ અને જર્મનીને રશિયા ઉથલાવી પાડશે'

મારા જેવા દુબળા માણસને સોવિયેટની આ યાંત્રિક પ્રગતિ જોઈ આશ્ચર્ય થયા વિના ન જ રહે, ખરેખર! દરેક ક્ષણે કારખાનાની ઉત્પાદન શક્તિ વધતી જ જાય છે

**છોકરાંઓનાં વસતિગૃહો.** આજે અમે પણ મોસ્કો આવ્યા બીજે દિવસે અમે છોકરાંઓના વસતિગૃહો જોવા ગયા અને ત્યાં આખો દિવસ ગાળ્યો ત્યાં જુદી જુદી વયના છોકરા છોકરી હતા, અને તેમના જુદા જુદા વર્ગ પાડેલા હતા

બાળક ત્રણ વર્ષનું થયા પછી તેનો બધો ખર્ચ તેમજ શિક્ષણની સર્વ જવાબદારી Commissariet ઉપર આવે છે તેમની બધી જરૂરીઆતો Commissariet તરફથીજ પૂરી પાડવામાં આવે છે ત્રણ વર્ષથી નીચેના બાળકો Commissariotની આરોગ્ય ખાતાની દેખરેખ તળે રહે છે

પાશ્ચાત્ય નમૂનાની કિન્ડર ગાર્ડન પદ્ધતિ સર્વત્ર શરૂ કરવામાં આવી છે પણ તેમાં ઘણો ફેર છે રશિયાની પદ્ધતિ તદ્દન જુદીજ છે મોસ્કોમાં જે કિન્ડર ગાર્ડન પદ્ધતિ ચાલે છે તેજ આખા સોવિયટ રશિયામાં પણ ચાલે છે

**રૂશિયાની શિક્ષણ પદ્ધતિ**

કિન્ડર ગાર્ટનના પ્રત્યેક વિભાગમાં એક એક વિહારગૃહ (Play room) છે, અને વસનિગૃહના દરેક ભાગમાં એક મોટું વિશાળ રમતનું મેદાન છે. વિભાગ એટલે સરખી ઉમરનાં એકજ ઠેકાણે રાખેલાં બાળકો. પ્રયોગ તરીકે બાંધેલા વાંચનાલયનાં મકાનો આધુનિક શાસ્ત્રીય પદ્ધતિના આધારે હવા ઉજાશવાળાં છે. તેની અંદરનો સરસામાન બીલકુલ સાદો છતાં પુષ્કળ છે.

કિન્ડર ગાર્ટનની સોવિયટ પદ્ધતિ પાશ્ચાત્ય પદ્ધતિથી જુદીજ છે, એ ઉપર જણાવ્યું છે. તેમાં મુખ્ય તફાવત એ છે કે બાળકોની માતાઓને પણ શિક્ષણ આપવાની ત્યાં વ્યવસ્થા કરેલી છે. બાળકો નિશાળે જવા માગે તે પહેલાં તેમની માતાઓને તેમની પાસેજ બધો વખત ગાળવો પડે છે તે બચી જાય એવો તે પદ્ધતિનો ખાસ હેતુ છે; અને તે પ્રમાણે માતાઓ તેમની સાથે સંબંધમાં આવતાં બાલકોનું શિક્ષણ ચાલે છે. સ્ત્રીઓની સુવાવડ થતા પહેલાં બે મહિના અને સુવાવડ પછીના બે મહિના તેઓ કામથી છૂટી થાય છે. તે મુદતમાં તેમને કાંઇજ કામ આપવામાં આવતું નથી. છતાં મજુરી આપવામાં આવે છે.

**બાળશિક્ષણની વિવિધતા**

કિન્ડર ગાર્ટન પદ્ધતિમાં છોકરાંનાં મબાપના શિક્ષણનો સમાવેશ કરેલો છે તો પણ એ દિશામાં જોઇએ તેવી સુધારણા થઈ નથી. તે માટે સરકારના પ્રયત્ન ચાલુ છે; અને તેમાં તેને ફત્તેહ પણ મળવા લાગી છે. છોકરાં એટલે ભવિષ્ય કાળની આશા–આખા દેશની આશા છે! છોકરાં પરજ રાષ્ટ્રના ઉદયનો આધાર છે તેથી સોવિયટ રૂશિયામાં છોકરાં ઉપર ઘણું લક્ષ આપવામાં આવે છે. ખરેખર! બીજા કોઈ પણ દેશમાં બાળકો

ચર્ચે આટલા પ્રેમથી અને લક્ષ્યપૂર્વક ભાગ્યેજ વર્તવામાં આવતું હશે ! રશિયામાં સુખી કોઇ હોય તો તે છોકરાંજ છે. તેમને કશાની ખામી પડતી નથી. તેમને દૂધ, ફળફળાદિ આપવામાં આવે છે. તેમનો નિરુત્સાહ નાબૂદ થાય. તેઓ આનંદથી નાચે, કલ્લોલ કરે, તે આનંદ કદિ નષ્ટ ન થાય એવાં સર્વ સાધનો ત્યાં પૂરાં પાડવામાં આવે છે. બલ્કે તેનો પ્રથમજ ઉપયોગ કરવામાં આવે છે.

સોવિયટ પદ્ધતિમાં સૌથી પ્રથમ જોવા જેવી કોઇ ખાસ બાબત હોય તો તે એ કે સર્વ બાળકોને દેશની રાજકીય પરિસ્થિતિથી વાકેફ રાખવામાં આવે છે, અજ્ઞાન રાખવામાં આવતાં નથી. રાજકીય પરિસ્થિતિનું તેમને યથાસ્થિત જ્ઞાન હોય છે.

**કેવો ગંભીર સ્વદેશપ્રેમ !**

છોકરાંના વસતિગૃહોથી પાછા ફરતાં અમારામાંના એક અંગ્રેજે એક દસ વર્ષના છોકરાને પૂછ્યું કે "ઝારની રાજ્ય પદ્ધતિ કરતાં તને સોવિયેટ પદ્ધતિ કેમ વધારે પસંદ પડે છે? તને લેનિન એટલે ઝારજ છે, એમ નથી લાગતું ?" તે સાંભળી છોકરો ગુસ્સાથી લાલચોળ થઇ ગયો. તે એકદમ બોલ્યો "તમે જાણી જોઇને દુષ્ટતાથી આમ બોલો છો. તમારા પ્રશ્નમાં દુષ્ટતા વિના હું બીજું કાંઈ જોતો નથી. હું કાંઇ ઝારના કે નાટકી ડયુમાના અમલ હેઠળ નથી. તે ડયુમા નહિ પણ ફારસજ કહેવાય. અમે આજ અમારા પોતાના સોવિયેટ અમલ હેઠળ છીએ. અમારી એ સોવિયટ પદ્ધતિમાં આમારા બાપ લેનિનની સાથેજ બેસી શકે છે. સોવિયેટ સભામાં લેનિનના શબ્દના જેટલીજ અમારા બાપના શબ્દની કિંમત છે. અમે સૌએ મળીનેજ એમને પ્રમુખ બનાવ્યા છે. કાલે સવારે જો અમને તે ન જોઇતા હોય તો અમે તેમની જગ્યા પરથી તેમને Dismiss કરી શકીએ છીએ. ડયુમા જેવો ગરબડ ગોટાળો એમાં નથી. અમે એટલે એક મોટું

વિશાળ કુટુંબ છીએ. અમે દરેક તે કુટુંબના માણસ છીએ. અમારા બાપ અમારા કોલ્હુગ ગામ તરફથી જિલ્લા સોવિયટમાં–પંચાયતમાં પ્રતિનિધિ તરીકે ચૂંટાયલા છે. ત્યાંથી તે પ્રાંતિક પ્રતિનિધિ ચૂંટાશે; અને તે પ્રાંતિક પ્રતિનિધિને જે પસંદ પડશે તેને પ્રમુખ કિંવા કાર્યવાહી મંડળમાં ચૂંટી લેવામાં આવશે. આવું અમારૂં રાજ્ય ચાલે છે. અમારા બાપની સંમતિ વિના રશિયામાં ઝાડનું એક પાન પણ હાલી શકતું નથી. દરેક વાતમાં તેમની સંમતિ લેવીજ પડે છે. લેનિન એકલાના હાથમાં શું છે? અમે તો અમારી ઉપર અમારી મેળેજ રાજ્ય ચલાવીએ છીએ. સમજ્યા?

આટલું કહી તે છોકરો ખડખડાટ હસ્યો અમને પણ તેનું ભાષણ સાંભળી હસવું આવ્યું. બધાએ તેના ભાષણની ઘણી તારીફ કરી. પછી તેણે અમને ઘણા માનપૂર્વક ચાહ પાઇ; અને તેના જેવાજ છોકરાઓએ કરેલા નાટકમાં લઇ ગયો. તે નાટક પણ નાટ્યકલાનું કોઇક બદલાયેલું સ્વરૂપ હતું–તે સાથે ઘણું બોધદાયક હતું.

**ક્રેમલિન ટાવર**

'ક્રેમલિન ટાવર પર વાગતું ઘડિયાળ એક વાર ઝારના વૈભવનું ગાન કરતું હતું. આજ તેજ ઘડિયાળ રેડ આર્મીનાં યશોગાન ગાય છે. રાત્રે બરાબર નવ વાગે રેડ આર્મીની માર્ચનું ગાયન સંભળાય છે. એક દિવસ એવું બન્યું કે હું રેડ સ્કવેરમાં એકલોજ ઉભો હતો. તે વખતે નવ વાગવાના સુમારે નવના ટકોરા સંભળાવાને બદલે બીજોજ એક મંજુલ સ્વર મારા કાને આવ્યો. તે સાંભળી હું જ્યાંનો ત્યાંજ સ્થિર થઇ ગયો; અને ઘણા આચંબાથી ટાવર તરફ જોવા લાગ્યો. ટાવર પરના ઘડિયાળમાંથી તે સંગીતનો અવાજ આવતો હોવા છતાં તાત્કાલિક તે વાત મારા ધ્યાનમાં આવી નહિ. તેમજ તે ગાયનનો અર્થ પણ ન સમજાયો. તે મધુર ગાયન કેટલોક વખત ચાલુ રહ્યું; અને ટાવરના ઘડિયાળ તરફ

'આણો માડી હુ જોઈ રહ્યો

એટલામા તેજ રસ્તામાથી એક રેડ આર્મીનો મુખ્ય અધિકારી તે રસ્તે થઈને જતો હતો હુ તે ઘડિયાળ તરફ અચબાથી ગાડાની માફક તાકીને જોતો હતો તે જોઇ તે ઉભો રહ્યો અને મારી પાસે આવી તેણે મારા ખભે હાથ મૂક્યો, અને અદબથી કહ્યું, "ભાઇ, આટલો તુ શી ગુચવણમા પડ્યો છુ ?"

હુ એકદમ ચમકીને બોલી ઉઠ્યો "ના, ના, એવુ કાઇ નથી, અમસ્થો ઘડિયાળ તરફ જોતો હતો–હું અહીંથી જતો હતો તે આ મધુર સ્વર મારા કાને આવતા ઉભો રહ્યો."

ત્યારે તેણે કહ્યુ–"બરોબર બાર વાગતા આથી પણ તમને વધારે આશ્ચર્ય લાગશે તે વખતે આવશો તો બીજુજ એક ગીત સભળાશે–તમને આતર રાષ્ટ્રીય ગીત સાભળવાનું મળશે"*

**ટાવરનું સંગીત!**

તેના તે છેલ્લા વાક્યથી મારા મનમા વધારે જિજ્ઞાસા ઉત્પન્ન થઈ મે રાત્રે બાર વાગતા તે ઠેકાણે જવાનો નિશ્ચય કર્યો તે રાત્રે મારા બીજા સર્વ મિત્રો નાટકમા ગયા હતા, એટલે હું રેડ સ્ક્વેર તરફ ગયો તે ઠેકાણે હું પાચ મિનિટજ વહેલો પહોંચ્યો થોડી વાર થોભ્યા પછી બારના ટકોરા થયા, અને તે મધુર સગીતની શરૂઆત થઇ ચોમેર શાતતા વ્યાપી હતી અને તે મજુલ ધ્વનિ સિવાય બીજું કાઇજ સભળાતુ ન હતુ ફરી ફરીથી તે સુદર અવાજ મારા કાનમા એકસરખો ગુજી રહ્યો હતો તે કેટલો મધુર સ્વર હતો! આગલી રાત્રે ત્યા મરૂ આવવાનુ સાર્થક થયુ ખરેખર, મારા કાન તે રાત્રે સગીતથી તૃપ્ત થઈ ગયા તે ગીત સાભળી મને જે આનંદ થયો

* જુઓ પરિશિષ્ટ ૨

તે રશિયામાં બીજા કશાથી થયો નથી ! તે ક્ષણ પૂરતું નાટક ચેટક વગેરે બીજા સર્વ વિષયો હું ભૂલી ગયો; લગભગ અર્ધા ક્લાક સુધી તે ઘડિયાળના સંગીતથી તે સ્થિતિમાં તેની સામે ઉભો રહ્યો. ઉત્તરનો સ્વર વાગતાં પુનઃ જ્યાં ત્યાં સ્તબ્ધતા પથરાઇ રહી. હું તેવી સ્થિતિમાં તલ્લીન થઇ ગયો હતો તે વખતે એક ઘોડાગાડી તે રસ્તે આવતાં હું જાગૃત થયો. ગાડીના અવાજથી મને ભાન આવ્યું તે ગાડીમાંથી એક જર્મન પ્રતિનિધિ પોતાના મુકામે જતો હતો. તેણે મને ઓળખ્યો અને ગાડીમાં બેસી જવા માટે કહ્યું.

હું તેના નિમંત્રણને માન આપી ગાડીમાં બેઠો. અને હોટેલ લક્સમાં પાછો આવ્યો; પણ મારૂં બધું લક્ષ તે ક્લોક ટાવરમાંજ ચોટેલું હતું ! હું કાંઈ વિચારમાં હતો, અને બ્રમિષ્ટ જેવો થઈ ગયો હતો તે જોઇ મારા મિત્રોએ મને તેનું કારણ પૂછયું. મેં મારી અજાણીનું કારણ તેમને જણાવ્યું. તે સાંભળતાંજ તેમને હસવું આવ્યું. ને રાત્રિ મને ઉંઘ ન આવી. કેમકે આખી રાત તે ધ્વનિ મારા કાનમાં ફરી ફરી આવી તે આંતરરાષ્ટ્રીય ગીત ગાઈ સંભળાવતો હતો. તે સ્વર આજ પણ મારા કાનમાં તેવોજ ઘૂમ્યા કરે છે !

**જેલ**

દરેક બાબતમાં સોવિયેટોનું બુદ્ધિચાતુર્ય માલૂમ પડે છે. જીંદગીની દરેક બાબત પર તેમણે વિચાર કર્યો છે. જેલની બાબતમાં પણ તેમની તેવીજ વૃત્તિ જણાઈ આવે છે. દરેક બાબતમા તેમણે ક્રાન્તિ કરી છે તો એ બાબતમાં શું કરવા બાકી રાખે ? જેલના જીવનમાં ભોગવવાં પડતાં કષ્ટો સુધરેલી દુનીઆમાં મૂર્તિમંત નરકનું ભાન કરાવે છે. તે સંભારતાંજ શરીરમાં કંપારો છૂટે છે. ધૈર્યશીલ માણસનું પણ ધૈર્ય જતું રહે છે. જો જેલ એટલે નરક હોય તો હિંદુસ્થાનની જેલ એટલે રૌરવ નરક કહેવું ખોટું નથી. શાસ્ત્રમાં વર્ણવેલુ નરક ક્યાં છે એવું કોઈ પૂછે તો

હું તેને કહું કે તે હિંદુસ્થાનમાંજ છે ! શાસ્ત્રમાં જણાવેલા નરકમાં પાપીઓને કરવત વડે વહેરે છે; તેમના શરીરની ચામડી ઉતારે છે; ઘાણીમાં ઘાલી પીલે છે; માથા પર લોખંડના ઘણ મારે છે; ખરેખર હિંદુસ્થાનની જેલરૂપી નરકમાં આબેહુબ તેવીજ સ્થિતિ છે.

**પેશાવરની જેલ**

વાચકવર્ગ પૈકી જેને નરક જોવું હોય તેણે મારી સાથે પેશાવર આવવું. તે ઠેકાણે જુલમનો દરેક નવીન નમૂનો જોવા મળશે. જેલ એટલે માણસના હાલહવાલ કરવાની પ્રયોગશાળા! કષ્ટ ઉત્પન્ન કરવાનું કારખાનું! જમદેવનું મૂર્તિમંત નિવાસસ્થાન! મારી સાથે પેશાવર ચાલો, ત્યાં હું તમને બતાવીશ કે જૂતાંનો માર મારી જીવતા માણસની કેવી રીતે ચામડી ઉતારી કાઢે છે! માટેજ કહું છું કે જેલને નાબુદ કરો; કારણ કે જેમને તમે દેશભક્ત કહો છો તેમનુંજ ત્યાં અપમાન થાય છે. જેમને તમે દેશાભિમાની ગણો છો તેમને ત્યાં બંડખોરોના ટોળામાં બેસાડે છે. તેમને ચોર, ધાડપાડુ, લુંટારા, બંડખોર ઠરાવવામાં આવે છે. તેમને લગાડવામાં આવતાં અનેક વિશેષણો પોલિસના શબ્દકોષમાં મળી આવે છે. અસ્તુ. મોરક્કોની જેલ જોતાં સાડા ચાર વર્ષની મારી હિંદુસ્થાનની જેલ જીવનની સ્થિતિ મારી નજર આગળ આવીને ખડી થઈ. મોરક્કોની જેલ સાથે હિંદુસ્થાનની જેલની સરખામણી કરતાં મને વિલક્ષણ તફાવત જણાયો. એક જેલ દેખીતી જોહુકમી, જુલમ, જબરદસ્તી, છળકપટ, માનભંગ કરવાની અને અપરાધીને ચારિત્ર્યહીન બનાવવાની ચાવી છે, તો બીજી જેલ સુધારણા કરવાની, મનુષ્યત્વ, જ્ઞાન, શિક્ષણ, સારા સંસ્કાર આપવાની અને મનની પ્રવૃત્તિ ફેરવવાની ચાવી છે. એક જેલ સોની ને લુહાર બનાવે છે, તો બીજી લુહાર ને સોની બનાવે છે. તેને સમાજમાં રહેવા જેટલી સારી સ્થિતિ તો પ્રાપ્ત કરીજ આપે છે, તેને અવજ્ઞા

માર્ગેથી સાચા માર્ગ પર લાવે છે. અને તેને સમાજનો એક ભાગ બનાવી મૂકે છે.

હું બીજા પ્રતિનિધિ સાથે મોસ્કોની જેલ જોવા ગયેલ. એ જેલ મોટું કારખાનુંજ હતું. કેદીઓને રહેવાની પણ ત્યાંજ ગોઠવણ કરેલી હતી. ત્યાંની વ્યવસ્થા એવી સરસ હતી કે માત્ર તેનું જાળીઓ અને ગજ સાંકળો ન હોય તો તેને કોઇ જેલજ ન કહે!

**જેલ કે શાળા?**

ત્યાં ખુરસીઓ, ચરખાઓનાં કારખાનાં હતાં. શીવણ કામનો વર્ગ હતો. ભરતકામનું શિક્ષણ પણ આપવામાં આવતું હતું. એક ખાસ બાબત એ હતી કે જેલમાં ધંધાદારી શિક્ષણની સર્વ સગવડ કરેલી હતી; તે શિક્ષણ હતું; શિક્ષા ન હતી. તેમનો ખોરાક અને રહેવાની સ્વચ્છ અને સગવડતાભરી જગ્યા જોઇને મારા મનમાં ઘણો સંતોષ થયો. એક ફ્રેન્ચ પ્રતિનિધિએ તો એવો ગોળો માર્યો કે "અરે! આને જેલ કોણ કહે? આ સ્થળ તો કેદીઓને મનુષ્ય અને તેનાં કર્તવ્ય, મનુષ્યત્વ, વગેરેનું શિક્ષણ આપવાની શાળા છે. અહીં મનુષ્યનું અપમાન જણાતું નથી. વળી આશ્ચર્યની વાત એ છે કે કેદીઓ તેમને મળવા આવનારા માણસોની સાથે છૂટથી વાત કરી શકે છે. તેમના ઉપરી અધિકારી અને તેમની વચ્ચે છતાયલા અને છીનારા જેવી ભાવનાજ નથી; તેમને જો કોઈ અટકાવ કે નિબંધ હોય તો તે એકજ કે તેમનાથી જેલની બહાર જવાતું નહિ." જેલમાં તેમના વિનોદ માટે નાનાં નાટ્યગૃહો હોય છે. ત્યાં દર ત્રણ દિવસે એક ખેલ પડે છે. કેદીઓ માટે વાંચનાલય પણ છે. પુસ્તકાલય છે. જે કેદીઓ તદ્દન અભણ હોય છે તેમને કામ કરવાના આઠ કલાક પછીના બે કલાકમાં લખવા વાંચવાનું શીખવવામાં આવે છે; કામના બે કલાક તેમને ફાજલ પડે છે. ત્યાં કોઈ વોર્ડરો જણાતા નથી. માત્ર સુપરવાઇઝરો હોય છે

'તેઓ કેદીઓની શિસ્ત (Discipline) અને કામની વહેચણી પર ધ્યાન આપે છે

નાગરિકત્વનું શિક્ષણ

બીજે કેટલેક ઠેકાણે ગુનેહગારને શિક્ષા કરવાને ખાતરજ જેલમા પૂરવામા આવે છે પણ સોવિયેટ પદ્ધતિ તદ્દન જુદીજ છે સોવિયેટની ગતવ્ય વસ્થામા ગુનેહગારને નાગરિક તરીકે ઉત્તમ નમુનાદાર બનાવવા માટે જેલમા પૂરવામા આવે છે, સભ્યતાઇથી નાગરિકત્વનુ શિક્ષણ આપવાનો તેમા ઉદ્દેશ હોય છે તેથી તેમનામા નઠારા, વેર લેવાની વૃત્તિ, ક્રૂરતા આદિ દુર્ગુણો જણાતા નથી કેદીઓની શિક્ષાની યોજના ખાસ કરીને તેમના માનસિક વિકાસ પર લક્ષ આપીનેજ કરવામા આવે છે વળી તેમનો અગાઉ જે ઉદ્યોગ ધધો હોય તેમાજ તેમને રાખવામા આવે છે જેલમા જતાજ તેને જાડા દોરડા વણવા પડતા નથી ઇ સ ૧૯૨૬ની સાલમા ડરાદૂનની જેલમા હતો, ત્યારે મે કરેલી ચળવળ માટે મારા ઉપર વેર લેવાને મને સખત મજુરીનુ કામ આપવામા આવેલુ, અને તેના પરિણામે મારા પેટના આતરડા ફૂલી જઇ ગોટો થઇ ગયો હતો અહીં તો પહેલાની શિક્ષાની પદ્ધતિ સપૂર્ણ રીતે નાબુદ કરવામા આવી છે કેદીઓને તેમનો પોશાક, પગરખા વગેરે વાપરવાની મના હોતી નથી તે સ્વતત્ર સ્થિતિમા ખાઇ શકે છે તેજ ખોરાક તેમને ત્યા આપવામા આવે છે આ બધી યોજના તો ગુનેહગાર કેદીઓની થઇ! ગજ્જારી કેદીઓ સબધે કહુ તો તેમનુ સ્વતત્ર વર્ગીકરણ કરવામા આવે છે તેમને કામ નથી અપાતુ તેમનાથી વાચી શકાય એટના પુસ્તકો આપે છે તેમના સગા સબધીઓ તથા મિત્રોને મળવાની તેમને સપૂર્ણ પરવાનગી હોય છે તેમને રહેવાની વ્યવસ્થા પણ ઉત્તમ છે

પરદેશીઓ પ્રત્યે રૂશિયન લોકો જેટલુ સન્માન અને સનુ

**પરદેશીઓની મહેમાની**

કાળભર્યુ વર્તન બીજા દેશોમા ભાગ્યેજ જોવામા આવશે એક વાર પરરાષ્ટ્રીય કર્મચારીના કામગારોની સભામા હુ હાજર હતો. વક્તાએ પરદેશીઓના બે વર્ગ કર્યા હતા કામગારોનુ પરસ્પર સગઠન કરવુ એજ સોવિયેટ રૂશિયાનુ ધ્યેય ઠરેલું હોવાથી કામગારોના પ્રતિનિધિઓ પ્રત્યે સન્માન અને સમભાવથી વર્તવામા આવે એમા કાઇ નવાઇ નથી। પરદેશીઓ સોવિયેટ રૂશિયામા પગ મૂકે ત્યારથી તે અદર દાખલ થતા સુધી તેમને મેમાન ગણવામા આવે છે તેમને પોતાના પદરનો કાઇજ ખર્ચ કરવો પડતો નથી સ્ટેટ તેમની બધી જરૂરીઆતો પૂરી પાડે છે

બીજી વાત એ કે જે પરદેશી માત્ર પ્રવાસી કે વિઝિટર તરીકે આવે છે તેમને માટે સરકાર બધી સગવડ કરી આપે છે ખરી, તો પણ ખર્ચના પૈસા તેમનીજ પાસેથી વસૂલ કરવામા આવે છે રેલ્વેની મુસાફરી તેમને પોતાને ખર્ચે કરવી પડે છે તેજ પ્રમાણે ખાવાપીવાની કિંવા ઉતરવાની દરેક બાબતમા તેઓ રૂશિયામા દાખલ થાય ત્યારથી બે માસની અદર તેમણે પોતાના નામ નોંધાવવા પડે છે, તે વિના તેમાથી ત્યા રહી શકાતુ નથી. નાગરિકોના નિયમ પણ બહુ કડક નથી નામ નોંધાવે કે તુર્તજ પરદેશીઓ સોવિયેટ રૂશિયાના નાગરિક બની જાય છે અને નાગરિત્વના સર્વ હક તેમને મળે છે માત્ર લશ્કરી નોકરી માટે તેમને લાયક ગણવામા આવતા નથી પરદેશીઓને ત્યા કાયમ રહેવા માટે સોવિયેટ તરફથી ઘણી સગવડ મળે છે અને તેઓ કાયદાનુ ઉલ્લઘન ન કરે તો તેઓની માલમત્તા કોઈ પણ કારણે જપ્ત કરવામા આવતી નથી

સોવિયેટ સમાજ એ ઘણી સુધરેલી પાશ્ચાત્ય સમાજ વ્યવ

**પોશાકની સ્વતંત્રતા**

સ્યાથી તેમજ પૂર્વ તરફના કર્મનિષ્ઠ સમાજથી તદન જુદીજ છે. લોકોએ અમુક એકજ પદ્ધતિનો પોશાક પહેરવો જોઇએ એવું કાંઇ સામાજિક બંધન નથી. તો પણ સામાન્ય રીતે એમ જણાઇ આવે છે કે પોશાકની બાબતમાં ત્યાં લશ્કરી ઢબનો પોશાકજ વપરાય છે. પાશ્ચાત્ય દેશની માફક કિંવા અફઘાન, ઇરાનના લોકોની માફક તેમના પગમાં ઘૂંટણ સુધીના બૂટ, પહોળી ઇજિનર અને શરીર પર લશ્કરી કોટ પહેરેલાં હોય છે. તેમાં ખાસ બાબત એ છે કે તેમની ખાકી ટોપી કિંવા ટોપથી તે નવિન વ્યવસ્થાનો માણસ છે, નવાયુગનો પ્રવર્તક છે એમ સાબીત થાય છે. તે ટોપ કાંઇક જર્મનના ટોપને મળતો છે. પણ જર્મન ટોપ જેવી તેના પર પોલાદી અણીઓ હોતી નથી. પુરુષોના અને સ્ત્રીઓના પોશાકમાં ઝાઝો ફેર નથી. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે, કોઇ પણ જાતનો મનપસંદ પોશાક પહેરી શકે છે. ઘણી સ્ત્રીઓ–તેમાં ખાસ કરીને લશ્કરી ક્ષેત્રની સ્ત્રીઓ આબેહુબ સોલ્જરનો પોશાક પહેરતી જોવામાં આવે છે.

**લશ્કરી વૃત્તિ**

ખાખી પોશાક પહેરેલા નાના નાના છોકરાઓ જોઇને બહુ ગમ્મત લાગે છે. એ છોકરાના હાથમાંજ દેશનું ભવિષ્ય રહેલું છે. ૧૫ વર્ષથી નાના છોકરા પણ ખાખી પોશાક કેમ પહેરે છે? એમ મેં એક અમલદારને પૂછતાં તેણે કહ્યું "હા, અમે જાણીબુઝીનેજ એ પ્રમાણે કરીએ છીએ. આવો પોશાક વીરવૃત્તિનો છે. વીરવૃત્તિનો શોખ અમારા છોકરાઓમાં અત્યારથીજ પેદા થયો હોવો જોઇએ; કેમકે અમારા પર કોઇક સંકટ આવે ત્યારે છેલ્લી અણીએ તેમને તેવું વલણ શી રીતે આપી શકીએ? કાલે સવારે સામ્રાજ્ય સત્તાવાદીઓ અમારા પર ચડી આવે તે વખતે લશ્કરી કામ મારે લો-

કોને વેઠે: પકડી લાવી તેમને તાલીમ આપવા બેસવું અને અમૂલ્ય વખત ગુમાવવો એ અમને પસંદ નથી. સંકટ ગમે ત્યારે આવે, પણ અમારે તૈયાર રહેવુંજ જોઇએ; તેટલા માટે અમારા છોકરાઓને તેવું શિક્ષણ નાનપણથી ફરજિયાત આપવામાં આવે છે. લશ્કરી પોશાકથી લશ્કરી વૃત્તિ પેદા થાય છે. નાજુક પોશાક અમારે પહેરવો નથી; કેમકે તેવા નાજુક બનવાને અમે તૈયાર નથી. અમારો સમાજ બીકણ, નામર્દ અને છી લખ્ખે કરનારો થાય એવી અમારી ઇચ્છા નથી. અમારે તેમનામાં નવીન શક્તિ, પારકાઓના જુલમને લાત મારે એવી શક્તિ ઉત્પન્ન કરવી છે. તેમનામાં અમારે નવીન મન, નવીન પ્રાણ, રેડવાં છે. પરદેશીઓનો એક પણ જુલમ તેઓ પોતાના પર ચાલવા દેશે નહિ. આને તમે વિચિત્ર મનોવૃત્તિ કહેશો પરંતુ તેમાંજ અમારી ખરી આદ્લુનના ભરેલી છે!”

સોવિયટોનું મુખ્ય ધ્યેય કામદાર વર્ગને સશક્ત કરવાનું છે.

**કામદારોની સ્થિતિ**

સોવિયટ પંચાયત, કામદાર અને અજ્ઞાન ખેડુત વર્ગનીજ બનેલી છે. સોવિયેટ એટલે આખા રશિયાની એકત્ર સંગઠિત થયેલી પંચાયત શક્તિ! પ્રતિનિધિઓ પર આ પંચાયતની સંપૂર્ણ સત્તા હોય છે. પાર્લમેન્ટ પદ્ધતિ પ્રમાણે મધ્યવર્તી સત્તા પર સ્થાનિક અને પ્રાંતિક સોવિયેટનો અંકુશ રહે છે. સ્થાનિક અને પ્રાંતિક સોવિયેટ વખતોવખત મહત્વના પ્રશ્નો પર નિર્ણય આપવા માટે પોતાના પ્રતિનિધિ મોકલી આપે છે.

ઈ. સ. ૧૯૨૦–૨૧માં, વોર કોમ્યુનિઝમ વખતે બધાંને સરખો ખોરાક આપવામાં આવતો અને તેમની બધી જરૂરીઆતો પૂરી પાડવામાં આવતી. તે વખતે નવીન આર્થિક ધોરણે સર્વ બાબતોમાં ફેરફાર થયો હતો પણ તેથી કામદારોની કારખાનાં પરની સત્તાને અને ખેડુતોની જમીન પરની હકુમતને બીલકુલ બાધ આવતો ન હતો.

 

• કામદારો પછી ખેડુત વર્ગ જોઇએ. રૂશિયામાં ખેડુતને ગામડીઆ કહેવામાં આવતા. જ્યાં સુધી આ

ખેડુત વર્ગ

ખેડુત વર્ગ શાહુકારો અને જમીનદારોના બેહદ જુલમ નીચે હતો ત્યાં સુધી તે નવીન સુધારણાનો દ્વેષ કરતો હતો. પોતાની ચાલતી આવેલી જૂની ઘરડ પ્રમાણે ગુલામીની સ્થિતિજ તેમને સારી લાગતી. નસીબ પર કિંવા ઇશ્વર પર શ્રદ્ધા રાખી બેસવાની તેમની વૃત્તિ હતી.

.રૂશિયાના ખેડુતો પર જેટલું ક્રૂર વર્તન ચલાવવામાં આવતું હતું તેટલું યુરોપના કોઇ પણ રાષ્ટ્રમાં ચલાવવામાં આવતું નહિ હોય. અગાઉ તેમને અજ્ઞાન રૂપી અંધકારમાં તેવાજ સડતા રાખવાની સંપૂર્ણ ખબરદારી લેવામાં આવતી. રાજદ્વારી બાબતોનું જ્ઞાન તેમને બીલકુલજ નહતું. તેથી જમીનદારના કહેવા પ્રમાણેજ તેઓ ચાલતા.

પરંતુ તે સ્થિતિ બહુ દિવસ ટકી નહિ. તેમનું અજ્ઞાન જલદીથી નાબૂદ થતાં તેમને પોતાનું ભાન થયું. તેમનામાં એવા જુસ્સો ઉત્પન્ન થયો કે ચાલતા જુલમથી તેમનાં હૃદય બળવા લાગ્યાં. તે જુલમ કેવી રીતે મટાડી શકાય તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. તેમનાથી પોતાનું અપમાન સહન થઇ શક્યું નહિ. આ બાબત જ્યારે જમીનદારોના ધ્યાનમાં આવી ત્યારે તેઓએ તેમના તરફ વધારે ધાતકીપણે વર્તવા માંડ્યું, પણ સામાન્ય રીતે અતિશય ક્રુરતા–અમાનુષપતાનું પરિણામ જે આવે છે તેજ અહીં પણ આવ્યું. તેમણે પોતાની ગુલામગીરીની સાંકળો તોડી નાખવાનો નિશ્ચય કર્યો. ન્યાય અને હક મેળવવા માટે તેઓ ક્રાંતિકારક અને બંડખોર બન્યા. મનુષ્ય ગુલામ બને, બહિષ્કૃત થાય, દાસ બને, પણ તે ક્યાં સુધી? જ્યાં સુધી તેની તેને ખબર ન પડે ત્યાં સુધી. જે ક્ષણે તે કલ્પના જન્મ પામે છે, "હું કોણ" તેનો તેને ખ્યાલ આવે છે તેજ ક્ષણે તે ગુલામગીરી તોડી નાખવાની ચિંતામાં પડે છે અને

તે ચિંતા જે ક્ષણે તીવ્ર થાય છે તેજ ક્ષણે મન અને આત્માની શક્તિ સહિત તે જુલમ સામે દંડ ઉપાડી ઉભો રહે છે. પછી દુનીઆમાંથી જુલમ અને જોહુકમી નષ્ટ કરવામાં તે પ્રાણની પણ પરવા કરતો નથી. તે ક્ષણથી તે પોતાની મુક્તિનો માર્ગ શોધવા માંડે છે; પરંતુ આ જ્ઞાન તેને અત્યંત નિરાશાના પરિણામેજ થાય છે. રશિયામાં પણ એમજ બન્યું. જો તે જ્ઞાન માત્ર શિક્ષણનાજ પરિણામે થાય છે તો તેના મન પર તેનો પ્રકાશ પડતાં બહુ વાર લાગે છે; અને તે જેમ જેમ પડતો જાય છે તેમ તેમ તેની સાંકળો તૂટતી જાય છે; પણ તે સંપૂર્ણ રીતે તૂટતાં ઘણો વખત લાગે છે; જ્યાં જો તેજ જ્ઞાન અસંતોષમાંથી, છળ કપટમાંથી, જોહુકમીમાંથી ઉત્પન્ન થયું હોય તો તે અસંતોષનો વડવાનલ-અગ્નિ સળગી ઉઠતાં વધારે વાર લાગતી નથી. તેનો ભડકો થઇને અર્ધી ક્ષણમાં તે મહાપ્રલય કરી નાંખે છે.

**ખેડુતોની ઉન્નતિ કેમ થઇ?**

સત્ય સ્થિતિનું જ્ઞાન તેમનામાં કેમ ઉત્પન્ન થયું હશે એ સમજવાને એકલાં પુસ્તકો બસ નથી. પરંતુ રશિયામાં જઈ ત્યાંના ખેડુતોની સ્થિતિ પ્રત્યક્ષ જોઈ હોય, જોરજુલમનાં મૂળ કેટલાં ઉંડાં ગયાં હતાં તે નજરોનજર જોયું હોય તોજ તે સંબંધી પૂરેપૂરી કલ્પના આવે છે. તેમની આજની અવસ્થા ને પહેલાંની અવસ્થાની સરખામણી કરતાંજ તે વાતનો તુર્ત ખુલાસો થઈ જાય છે.

એક સમયે રશિયાના ઉચ્ચ વર્ગે ગરીબ ખેડુતોને પોતાના સુખ વિલાસનું સાધન બનાવ્યું હતું. પણ આજ તેજ ખેડુત વર્ગને તેની સ્થિતિનું પૂરં ભાન થયેલું જણાઇ આવે છે. પોતાના ઉદયનો રાજમાર્ગ તે પોતાના ધર્માધ્યક્ષની મદદથી કદિ શોધી શકે એમ નથી. જે ધર્મ તેમને પોતાના શરીર સાથે આત્માને પણ વેચવાનું

કહે છે, તે ધર્મ હવે પાછી તેઓ કદિ પાળવાના નથી. આજે તેમને જે સુખદાયક સ્થિતિ પ્રાપ્ત થઇ છે તે ક્રાન્તિને લઇનેજ થઈ છે એમ તેમને લાગે છે. તેઓ ક્રાન્તિને દુવા દે છે. ધર્મ તરફ પણ તેઓ તેવીજ દૃષ્ટિએ જુએ છે, રૂશિયામાં એમ કહેવામાં આવતું હતું કે લોકોને ધર્મ એ ગુલામગીરીની વિસ્મૃતિ કરાવનાર એક જાતનું અફીણ છે-કેફ છે. પણ તે તત્વ હવે બદલાયું છે. હવે તેવો ધર્મ કોઇ માનતું નથી.

**કામ નહિ, તો ખાવાનું નહિ**

રૂશિયામાં મનુષ્ય શરીરે મજબૂત હોય, કે બુદ્ધિશાળી અને હોંશિયાર હોય પણ જો તેને કામ કરવાનું ન હોય તો તેનું સામાજિક કે રાજકીય બાબતમાં કાંઇ વ્યક્તિત્વ નથી. તેના શિક્ષણ માટે, આરોગ્ય માટે સરકાર બીલકુલ દરકાર કરતી નથી. તે બહિષ્કૃત જેવો રહે છે. રૂશિયાનો ન્યાય એવો છે કે "કામ નહિ તો ખાવાનું નહિ" No work, no bread."

આવા ઝારશાહી વખતના નિરુદ્યમી, એદાખાઉ, કામ નહિ કરનારા લોકો હજી પણ રહેલા છે. તેમણે પોતાની પાસેના પૈસા ભોંયમાં દાટી મૂક્યા છે; અને વખત આવે તે કાઢી તેના પર પોતાનું ગુજરાન ચલાવે છે. જ્યારે તે પૈસા ખલાસ થાય છે ત્યારે તે કારખાનામાં મજુરી કરવા જાય છે; અને ખરા કામદાર બની મહેનત કરવા માંડે છે. ત્યારે તેને સ્વાભાવિક રીતે સર્વ પ્રકારના હક્ક મળે છે.

Non-workers—કામ નહિ કરનારા સંબંધે જે ઉપર કહ્યું તેજ ઘણું કરીને નેપ-મેનની બાબતમાં પણ છે. ખરીદ વેચાણ કરતાં જે કાંઇ નફો મળે તેના પર તેને પોતાનુ ગુજરાન કરવું પડે છે. તેનો ઘણાખરો વખત તેમાંજ જતો હોવાથી સામાજિક હક્ક કિંવા રાજકીય અધિકાર તેનાથી ભોગવાતા નથી. નાગરીકો સોવિયેટ

પદ્ધતિનો સ્વીકાર કરનારા વર્ગ પૈકીનો એ પણ એક વર્ગ છે.

**સ્ત્રીઓ**

સોવિયેટ પદ્ધતિએ શરૂઆતથીજ સ્ત્રીઓની બાબતમાં એવું ધોરણ રાખ્યું છે કે તેઓએ પુરુષો પર અવલંબી ન રહેતાં સ્વાશ્રયી બનવું. તે મુજબ રશિયાની સ્ત્રીઓ અત્યારે સંપૂર્ણ રીતે સ્વાશ્રયી બની છે. સોવિયેટ પદ્ધતિ શરૂ થતાંજ સોવિયેટ સરકારે એક જાહેરનામું કાઢ્યું કે "સોવિયેટ પદ્ધતિમાં સ્ત્રીઓએ સ્વાશ્રયી બનવું જોઇએ" અને તેથી સ્ત્રીઓ પરથી દુર્બળતાનું, નાલાયકીનું કલંક નીકળી ગયું છે. પુરુષના જેટલાજ સામાજિક અને રાજકીય હક્ક સ્ત્રીને પણ હોય છે; સ્ત્રી ત્યાં પુરુષની માની લીધેલી માલમત્તા નથી! લગ્ન પણ કરાર રૂપે હોય છે અને તે કરાર એકમેકની સંમતિથી તોડી શકાય છે. કોઈ પણ લગ્ન રજિસ્ટર થયા વિના કાયદેસર માનવામાં આવતું નથી.

**વેશ્યાવૃત્તિનો નાશ**

સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાના મરણે બલ્કે તેમની સ્વતંત્રતા માન્ય કરવાના કારણે એક મોટી ક્રાન્તિ થઈ છે. તે ક્રાન્તિ એ કે સમાજમા રહેલી વેશ્યાવૃત્તિનો સમૂળગો નાશ થયો છે. પહેલાંનાં વેશ્યાગૃહો હવે કાયદેસર રીતે બંધ કરવામાં આવ્યાં છે. અને છતાં તેવો દાખલો ક્યાંક જોવામાં આવે તો તેને સખત શાસન કરવામાં આવે છે તે શાસનમાં પછી દયા કે મહેરબાનીને સ્થાન રહેતું નથી

**વિચિત્ર પદ્ધતિ**

રશિયા કૃષિપ્રધાન દેશ છે તેથી મોટી સંખ્યા ખેડુતોની છે. ૧૬ કરોડ પૈકી ૧૪ કરોડ માણસો ખેડુત છે ક્રાન્તિ પહેલાં ખેડુતોની સ્થિતિ કેવી હતી તેનું મેં પહેલાં એક વાર વર્ણન કર્યું છે. તે વખતે તેમની માલીકીની જે જમીન હતી તે પણ

બહુજ પુરાણ અને ઉતરતા કક્ષાની હતી. વળી તેમને સર્ફ પદ્ધતિમાં રહેવું પડતું હતુ. સર્ફ પદ્ધતિ એટલે ખેડુત માલિકની માલિકીનો ગુલામ થાય છે–જમીનના ખરીદ વેચાણ સાથે ખેડુત પણ વેચાય છે. જમીનના માલિકનો તેના પર સંપૂર્ણ હક્ક રહે છે. તેવી સ્થિતિમાં રહી તેમને ધાર્મિક નેતાઓનો જુલમ વેઠવો પડે છે. ધર્મના નામે તે નેતાઓ તેમની પાસેથી ઝારની રાજ્યપદ્ધતિ કબૂલ કરાવે છે. સર્ફ પદ્ધતિ (ગુલામી) બંધ થઈ તો પણ બીજી જાતનું તોફાન ચાલુજ હતું. પણ ક્રાન્તિથી તેમના મનની સ્થિતિમાં ફેરફાર થયો. ક્રાન્તિ થયા પછી તેમના લાભાર્થે એક જાહેરનામું કાઢવામાં આવ્યું. તેમાં બધી જમીનો રાષ્ટ્રની માલિકીની ઠરાવવામાં આવી. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૧૮માં જમીન સંબંધી એક કાયદો થયો. ઇ. સ. ૧૯૧૯ માં સેકડે ૯૬ ટકા જમીન ખેડુતો પામે ગઇ અને વધેલી જમીન સહકારના સિદ્ધાંત ઉપર ગવર્મેન્ટ પાસેથી પોતાના તાબામાં લીધી. તે જમીન પર અત્યારે સોવિયેટ સરકારની સત્તા છે.

**અભ્યાસમાં આફત**

ઈ. સ. ૧૯૨૧ ના એપ્રિલમાં મારા અભ્યાસમાં એકાએક ખલેલ પડી. બરફ પડતો બંધ થયો હતો પણ મારી બેદરકારીથી અને ઋતુના ફેરફારને લીધે હું માંદો પડ્યો; અને મારે દાક્તરી સારવાર માટે તુર્કસ્થાન જવું પડયું. અતિશય કડકતી ઠંડીમાં ત્રણ મહિના મોસ્કોમાં રહી હું એક પણ દિવસ માંદો પડ્યો ન હતો, પણ આ વખતે ઋતુનો ફેરફાર થતા મારી તબીયત ઉપર અસર થઇ. એ ત્રણ દિવસમા ચ્હા સિવાય પાણીનો એક ઘુંટડો સુદ્ધાં મેં લીધો નહિ. ઠંડીનું પ્રમાણ જ્યારે ૪૦ અંશ હતું—એટલે પુષ્કળ ઠંડી હતી ત્યારે પણ મેં તેની કાંઈ દરકાર કરી નહિ; પરંતુ મારી એ માંદગી વસંત ઋતુની શરૂઆતમાં આવી

તેથી મને ઘણું ખરાબ લાગ્યું. એક તરફ વસંત ઋતુનું સૌન્દર્ય ખીલવા લાગ્યું અને બીજી તરફ મારો મંદવાડ પણ વધવા લાગ્યો.

**માંદગીને બિછાને**

ડાકટરની સલાહ મુજબ મારે તુર્કસ્થાન જવું પડ્યું. તેથી હું હદપાર થયેલાઓના મોસાળ રપ તા-શકંદ શહેરમાં ગયો. ત્યાં મારા હિંદી મિત્રોએ મારો ઘણો આદર સત્કાર કર્યો. તેઓ આ વખતે અચ્છા તીરંદાજ અને ગોલંદાજ બન્યા હતા. પણ મારૂં ભાગ્યચક્ર જુદીજ રીતે ફરતું હોવાથી હું ભયંકર માંદગીમાં હતો. આ વખતે સદ્ભાગ્યે કોમ્રેડ ગોલ્ડસ્ટેનની મને ઘણી મદદ મળી. તે મને તત્કાળ આરોગ્ય સંસ્થામાં લઇ ગયા. બધા ડાકટરોએ મારી ચિકિત્સા કરી એકમતે જાહેર કર્યું કે "જો તમે કોઈક હવા ખાવાના સ્થળે જલદીથી નહિ જાઓ તો તમારો રોગ અસાધ્ય થઈ પડશે. તમે પાંચ છ અઠવાડીઆંથી વધારે જીવી શકશો નહિ."

છતાં પણ મારા મનમાં એમ હતું કે હું આટલે દૂર કંટાળાભરી મુસાફરી કરી આવ્યો છું તો હવે અહીંજ હિંદી મિત્રોના સહવાસમાં થોડા દિવસ કાઢીશ. પણ મારા રોગનું પ્રમાણ વધતું જતું હતું. હવે મને દૂધ પણ પચતું નહિ. આખરે આરોગ્ય ખાતાના ડાકટરોને મેં જણાવ્યું કે હું ક્રીમિયા આરોગ્ય ભુવનમાં જવા તૈયાર છું.

**માંદી મુસાફરી**

તે પછી ચાર દિવસ બાદ હું તાશકંદથી ત્યાં જવા નીકળ્યો. ત્યાં જતાં પંદર દિવસ લાગતા હતા; કેમકે તે આરોગ્ય ભુવનની ટ્રેન હતી એટલે બહુજ ધીમેથી ચાલતી હતી. એક અઠવાડીઆમાં જ તે ગાડીની મુસાફરીથી હું કંટાળી ગયો; અને અઠવાડીઆ પછી સામારા આગળ ગાડી અટકતાં હું ઉતરી પડ્યો.

આગળ જવાની મેં સાફ ન પાડી અને મેજમા સેબાસ્ટપોલ જવાનો નિશ્ચય કર્યો તુર્કસ્થાનમા પ્રવેશ કરતી વખતે મારો તેજ ઉદ્દેશ હતો પણ ત્યા જાઉં છુ તો ત્યા પણ કમનસીબ મારી પાછળ ખાઈ પીને મડ્યુ હતુ ત્યા મને ઘણી મુશ્કેલીઓ નડી સેબાસ્ટપોલમા દુષ્કાળ પડ્યો હતો તેથી લોકો ખાખાનીખી થઈ ગયા હતા અમલદારો પણ ચિન્તામા પડ્યા હતા લોકો ભૂખે તરફડતા હતા, અને તુર્કસ્થાનમા સુગાળ માની ગાડીઓ ભરી ભરીને ત્યા જતા હતા બે દિવસ, માગ વિષે કોઇએ કાંઈ પૂછપરછ કરી નહિ તારાકંદથી નીકળતી વખતે આરોગ્ય સભ્યાએ મને તાજા દૂધ માટે બહુ સારી રકમ આપી હતી, તે વખતે તે મને બહુ ઉપયોગી થઇ પડી. દરેક દરદીને તેની રકમ આપવામા આવે છે. મારે અમલદારોને મળવું હતુ પણ તેમની સ્થિતિ ગભરાટ ભરેલી હોવાથી તે વખતે તેમને ત્રાસ આપવાનુ મને ઠીક લાગ્યુ નહિ દુષ્કાળને પાધે મરણની સખ્યા વધતી હતી. દુષ્કાળ નિવારણ માટે યુરોપિયન રાષ્ટ્રોને કરેલી વિનતીઓ વ્યર્થ ગઇ અમેરિકાએ માન છે ની ઘડીએ રાજ્યને ખાતર કાંઇક મદદ મોકલી

**મારું જાહેર સન્માન** ત્રીજે દિવસે રેનકોમના એક સભ્યે મારી પાસે આવી મારી તપાસ કરી અને મને પોતાની ઓફિસમા લઇ ગયો. ત્યા તેણે પ્રમુખ સાથે મારી ઓળખાણ કરાવી. પ્રમુખ ત્રીસ વર્ષનો નવયુવાન હતો, અને અનેક મુશ્કેલીઓમાથી તવાઈને બહાર નીકળ્યો હતો તેથી મારી પરિસ્થિતિ સબધી તેને તરત કલ્પના આવી શકી. તેણે મારા પ્રત્યે ઘણુ ચડ વર્તન ચલાવ્યું અમારી વાતચીતનો વિષય તે વખતે દુષ્કાળ હતો. બીજે દિવસે તે ખાતા તરફથી મારું જાહેર રીતે સન્માન કરવામા આવ્યુ ખરેખર! તેવું સન્માન મેળવવા હુ બીનકુન રાજી ન હતો, પણ તેમને આનદ એટલા

માટે થતો હતો કે સામારામાં પહેલો હિંદી હું જ ગયો હતો. તેમના સહવાસમાં મેં એક અઠવાડીઉં વીતાડ્યું. તે પછી એક દિવસ મારો બધો પત્રવ્યવહાર મેં તેમને બતાવી ક્રીમિયા જવાની ઇચ્છા બતાવી. સામારાથી ક્રિમિયા ઠેઠ ગાડી જતી ન હોવાથી તેમણે જણાવ્યું કે "તમારે મોસ્કો જઈ ત્યાંથી પહેલી ફાસ્ટ ટ્રેનમાં નીકળવું પડશે." આમ દુષ્કાળની આપત્તિ પડવા છતાં રશિયનોએ મારો આદરસત્કાર કરવામાં કાંઇ કસર રાખી નહિ. તે વખતે તેમના ઉદાર હૃદયની મને ખરી કલ્પના આવી.

**એક ખેડુતનો પ્રસંગ**

હું સામારામાં રહેલો તે દરમ્યાન એક વાર હું એક પ્યાલો દૂધ લાવવાને એક ખેડુતની ઝુંપડીમાં ગયો. તે એક આનંદી પતિપત્નીનું જોડું હતું. તે વખતે મને રશિયન ભાષા જો કે સારી પેઠે આવડતી હતી તો પણ મારા શરીરની કાઠી અને રૂપથી હું ક્યા રાષ્ટ્રનો છું એ તુર્ત ઓળખાઇ જતું હતું. ખેડુતે કહ્યું "તમે રશિયન બહુ સરસ બોલો છો, પણ જાતે રશિયન જણાતા નથી. તો શું તમે ઇરાની છો, તુર્ક છો, કે બુખારી છો? મને લાગે છે કે તમે બીજાજ કોઇ હશો!"

મેં કહ્યું "હા જી, હું હિંદુ છું. Indoos–"

"ઓહો! તમે હિંદુસ્તાનના છો? આવો આવો, બેસો. tak, tak–અહીંઆ અહીંઆ–હિંદુસ્થાનના વતનીને પહેલીજ વાર જોતાં મને ઘણો આનંદ થાય છે; આવો, ઘરમાં આવો. હું તમને તાજું દૂધ આપું, અરે તમારા હિંદવાસીઓ સાથે ઘણી વાતો કરવાની છે. આવોને અંદર—"

મારે તેનો આગ્રહ માન્ય કરવો પડ્યો. તે મને અંદર લઇ ગયો; ઘર નાનું સરખું પણ બહુ સરસ હતું. અંદર જતાંજ તેણે હિંદવાસીના આગમનની ખબર ઘરમાં જણાવી. તે સાથેજ તેનાં ત્રણ

'નાનાં છોકરાં—બે છોકરા અને એક છોકરી–દોડી આવ્યાં. એક છોકરો દસ વર્ષનો અને બીજો ૧૪ વર્ષનો હતો; અને છોકરી ૧૬ વર્ષની હતી. તે ત્રણેએ મારી પાસે આવી કહ્યું—

"અમારો રશિયા દેશ તમને કેવો લાગે છે?"

"વાહ, વાહ! ઘણોજ સુંદર" મેં હસતાં હસતાં ઉત્તર આપ્યો.

તે છોકરાં મારી સાથે ખુશી ખુશી થઇ ગયાં; અને મને પાસેની એક ખુરશી પર બેસાડી મારા પર પ્રશ્નોનો મારો ચલાવ્યો.

છોકરીએ બોલવાનું શરૂ કર્યું; "I like the Indian Poet Tagore. મને હિંદુસ્થાનના કવિ ટાગોર બહુ ગમે છે–"

તુર્તજ મોટા છોકરાએ કહ્યું: "I like the Indian Chakravarti arithmetic—મને હિંદુસ્થાનના ચક્રવર્તીનું અંકગણિત બહુ ગમે છે."

ત્રીજાએ કહ્યું "I like the Indian snake charmers—મને તમારા સાપના મદારીઓ બહુ ગમે છે."

**હિંદ પ્રતિ પૂજ્યભાવ**

તેટલી વારમાં માતાએ પ્યાલા ભરી દૂધ આપ્યું. તે ત્રણે છોકરાંએ પોતપોતાના પ્યાલા આગળ ધર્યા. હું મારું દૂધ પી જાઉં તેટલામાં બેડુતે સ્ટવ સળગાવી ચ્હા મૂકી. થોડી વારમાં તે પણ તૈયાર થઇ. જમવાના ટેબલ પર સફેદ રોટીનો ઢગલો પડ્યો; સાથે માખણ પણ પુષ્કળ આવ્યું. તે આખું કુટુંબ પોતાના એક હિંદી મેમાનને લઈ જમવા બેઠું. એટલે છોકરીએ પણ આનંદથી પીરસવાનું માથે લીધું. જમતાં જમતાં તે બધાંએ જમવાનું બાજુએ મૂકી મને પ્રશ્નોથી દાટી દીધો. ખરેખર! તેમની હિંદુસ્થાન સંબંધી જિજ્ઞાસા અજબ હતી. તેઓ અનેક પ્રશ્નો પૂછવા લાગ્યાં. શું શું પૂછીએ અને શું શું જાણી લઇએ, એની ગરબડમાં બધાં પડી ગયાં. "તમારા લોકો કેવા છે?

તમારો સમાજ કેવો છે? તમારો દેશ કેવો છે? ત્યાંના સાધુઓ કેવા છે? સાપ રમાડનારા મદારીઓ કેવા છે?" એવા એવા હજારો પ્રશ્નો તેમણે પૂછ્યા. તે પ્રશ્નોથી તેમણે મારું માથું ઘુમ કરી નાંખ્યું. આફક મટીને હું પરોણો થયો તે જોઇ તેમના તે ઉપકાર અને આદરસત્કારનો બદલો કેવી રીતે વાળવો તેની મને સમજણ પડી નહિ મારી પાસે જે પૈસા હતા તે બધા તે છોકરાં પૈકી સૌથી નાના છોકરાને મેં આપવા માંડ્યા, પણ તેણે તે લેવા ના પાડી. તેનાં માબાપે કહ્યું "ના, ના, તમને એ આપત્તિ વખતે કામ લાગશે, માટે રહેવા દો. It is our duty to treat you as a guest–since you are a foreigner and more because you are an Indian–a Nation for whom we have the greatest regard. તમારી મેમાનગીરી કરવી એ અમારું કર્તવ્ય છે કેમકે તમે પરદેશી છો, ને વળી જે રાષ્ટ્ર માટે અમને ઘણો આદરભાવ છે તે દેશના હિંદી છો."

**ફરીથી મોસ્કો**

હું પુનઃ મોસ્કો આવ્યો તે વખતે ત્રીજી કોમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીય પરિષદની બેઠક હતી. હોટેલ-ડી લક્સ પ્રતિનિધિઓથી ભરાઇગઇ હતી. તેમાં કેટલાક હિંદીઓ પણ જણાતા હતા. તેઓ દૂર દૂરના સ્થળેથી–જર્મની, ફ્રાન્સ અને અમેરિકાથી આ પરિષદમાં ભાગ લેવા આવ્યા હતા. કાર્યદક્ષ અબ્દુલ રબ તે નવીન મેમાનોનાં મન પોતાના તરફ વાળવાનો ખૂબ પ્રયત્ન કરતો હતો. નવીન આવેલા પરિચિત મંડળમાં મિ૦ લુહારી અને બી. ચટ્ટોપાધ્યાય (સરોજિની નાયડુના ભાઈ) મુખ્ય હતા. ચટ્ટોપાધ્યાયને મળતાં મને બહુ આનંદ થયો.

કોંગ્રેસે અત્યાર સુધી શું શું કર્યું હતું અને શું શું મેળવ્યું હતું તે અહીં જણાવવાની મારે જરૂર નથી. કારણ કે તે સંબંધી બીજાં પત્રો, લેખો વગેરેમાં ઘણાં નિવેદનો પ્રસિદ્ધ થયાં છે.

એક અઠવાડીઉં મોસ્કો રહ્યા પછી એક દિવસ હું મેલ ટ્રેનમાં બેસી સેબાસ્ટપોલ ગયો. મોસ્કોમાં રહ્યો તે દરમ્યાન એક ફાયદો એ થયો કે સેબાસ્ટપોલના આરોગ્ય ભવન પર ત્યાંના અમલદાર તરફથી મને ભલામણ પત્રો મળ્યા.

**સેબાસ્ટપોલ**

મોસ્કોથી આઝોવના સમુદ્ર સુધી પ્રસરેલો દેશ તદન સરળ અને સપાટ છે. તેમાં પર્વતો બીલકુલ નથી. U. S. S. R. નો આ અતિ ફળદ્રુપ ભાગ ગણાય છે. એજ ફળદ્રુપ પ્રદેશ હસ્તગત કરવા માટે યુદ્ધ વખતે જર્મનીએ પોતાનું લોહી રેડયું હતું. આ ભાગ એટલે એક રીતે રશિયાનો કોઠાર કહીએ તો ચાલે ! ઉક્રેન ઘઉં જેવા ઘઉં દુનીઆના પડ પર ભાગ્યેજ ક્યાંક થતા હશે. એ ઘઉં સફેદ હોય છે; અને તેના દાણા ઘણા મોટા હોય છે. ઝારના સમયમાં આ પ્રદેશ પર ફ્રેન્ચોની સત્તા હતી; તે વખતે તે સર્વોત્તમ અનાજમાંથી ફ્રેન્ચોના અમીર ઉમરાવો માટે દારૂ કાઢવામાં આવતો. દારૂને માટે તે પ્રદેશ જાણે ફ્રેન્ચોએ રજિસ્ટરજ કરી રાખ્યો હતો. રાજ્યક્રાન્તિથી તે બધી જમીન ફ્રેન્ચો પાસેથી લઇ લેઇ રશિયાના ખેડુતોને વાવેતર કરવા માટે આપવામાં આવી છે, અને આજે પણ ત્યાં માત્ર ત્યાં ઘઉં થાય છે.

**એરાસાન**

એરાસાન એ ક્રિમિયન દ્વીપકલ્પનું એક રીતે પ્રવેશદ્વાર છે. ત્યાં એટલી નાની નાની ટેકરીઓ છે કે આખો પ્રદેશ કોઇક છાવણી જેવો લાગે છે. પ્રદેશ ડુંગરાળ હોવાથી દુશ્મનો સામે લડવાને માટે તે જગ્યા બહુ અનુકુળ પડે છે. એજ ટેકરીઓ વડે અત્યાર સુધી રશિયાનું શત્રુઓથી રક્ષણ થયું છે. જગતમાં ઉત્તમ ફૂળોની પેદાશની બાબતમાં ક્રીમિયાના જોટાનો બીજો દેશ નથી.

એક દિવસ અને એક રાતના પ્રવાસ પછી હું સેબાસ્ટપોલ

જઈ પહોંચ્યો. હું ત્યાં જતા પહેલાંજ મોસ્કોના આરોગ્ય ખાતાના અમલદારોએ ત્યાંના અમલદારને તાર કર્યો હતો. તેથી હું ઉતર્યો ત્યારથી ત્યાં પહોંચતા સુધી અને પછી પણ મને બીલકુલ અગવડ પડી નહિ. પ્રથમ મને રેલ્વે-ડોમ પાસે લઇ જવામાં આવ્યો ત્યાંથી હેઠ સેનિટેરિયમમાં પહોંચાડવામાં આવ્યો. ત્યાં પાંચ ડાક્ટરોએ ભેગા મળી મારી ચિકિત્સા કરી અને તુર્તજ નિર્ણય કર્યો કે મારું લીવર વધ્યું છે.

પછી મને એક, હવાબંદ ઓરડીમાં રાખી 'ઓક્સીજન બાથ' આપવામાં આવ્યું. આરોગ્યની દૃષ્ટિએ ક્રિમિયા એ રૂશિયાનું સ્વર્ગ છે એમ કહીએ તો પણ ચાલે. કોકેસસ ક્રિમિયાનાં બધાં આરોગ્ય સ્થાનો તેનાથી ઉતરતાં ગણાય છે. તે બધાં અત્યારે સરકારના તાબામાં છે; અને તે ખાસ કરીને કામદાર વર્ગને માટે રાખવામાં આવ્યાં છે. કામદારોની પાસેથી દવાદારૂનો કાંઇજ ખર્ચ લેવામાં આવતો નથી. બધી વ્યવસ્થા મફત કરવામાં આવે છે.

**બીજાં આરોગ્ય ભુવનો.**

સેબાસ્ટપોલના ભવ્ય આરોગ્ય ભુવન ઉપરાંત બાલાક્લાવા, ગાસ્ટાપ્રાપુ અને બીજાં પણ કેટલાંક નાનાં નાનાં સ્થળોએ આરોગ્ય ભુવન છે. સેબાસ્ટપોલનું આરોગ્ય ભુવન સમુદ્ર તરફ ઘણી ઉંચી નજરે જોતું હોય એમ લાગે છે. દેશમાં દુષ્કાળ હોવા છતાં અહીં ફળફળાદિ અને અનાજ વગેરે સર્વ પદાર્થો પુષ્કળ મળતા—અને હંમેશાં મળે છે એમ કહેવાય છે. છેલ્લી શોધના સર્વ શાસ્ત્રીય ઉપચારો અને સાધનોથી ત્યાં ચિકિત્સા કરવામાં આવે છે. દરદીઓના વિનોદ માટે નાટકગૃહો જેવાં સાધનો છે; પરંતુ તેનો તેમને પૂરતો લાભ લેવા દેવામાં આવતો નથી. તેમને બનાવવામાં આવતાં નાટકો ઘણાં ટૂંકાં છતાં વિનોદથી ભરપૂર હોય છે અને તે પૂરાં થતાં વધારે વખત લાગતો નથી.

**કેટલાક મિત્રો**

પંદર દિવસ સુધી આક્સીજનને બાથ લીધાથી મારી તબીઅતમાં ઘણો સુધારો થયો. હું બરાબર તાજો થઈ ગયો. જાણે કાંઇક તેજનો સંચાર થતાં મને નવીન યુવાનીજ આવી હોય એમ લાગ્યું. ૭ અઠવાડીઆં પહેલાં ત્યાંથી દરદીને જવા દેવામાં આવતા નથી; પણ મને સારૂં લાગતાંજ ત્યાં વધારે દિવસ રહેવું કેદખાના જેવું લાગ્યું, અને ક્યારે તે ૭ અઠવાડીઆં પૂરાં થાય એવો જીવ તલપાપડ થઈ ગયો. હું હંમેશાં સમુદ્ર કિનારે ફરવા જતો અને ત્યાં મારી સમાન વયના એટલે ૨૦–૨૧ વર્ષના વિદ્યાર્થિઓ સાથે ઓળખાણ કરી લેતો. એ પ્રમાણે ત્યાં મને ઘણાં ઓળખાણ થયાં. તે મિત્રો સાથે રહેતાં મને ઘર જેવુંજ લાગતું.

તેમને પણ મારા જેવા હિંદી યુવાન સાથે દોસ્તી કરવામાં બહુ આનંદ આવતો. અત્યાર સુધી તેઓ હિંદી લોકો સંબંધી માત્ર પુસ્તકોમાંજ વાંચતા પણ મને પ્રત્યક્ષ જોતાંજ તેમને અવર્ણનીય આનંદ થયો. મારા તે મિત્રો પૈકી ઘણા જણનાં નામ હજી પણ મને યાદ આવે છે. તેમાં મેરકિન (Mer kin), લુના (Luna), અલેક્ઝાંડર રોફ. (Alexander roff) મારા જીગરજાન મિત્ર હતા. આ બધાં તેમનાં ટુંકાં નામ છે. એ ત્રણે મિત્રો ઘણા દિલાવર દિલના હતા. કોઇક દિવસ હું તેમને ન મળું, કે મળતાં વાર લાગે તો તેઓ જાતે મારે ત્યાં આવતા, અને મને સેનેટેરિયમથી સમુદ્ર કિનારા પર ફરવા લઇ જતા. તેમની સાથે વાત કરતાં હું મારી બિમારીને ભુલી જતો. એ લોકોનો સ્વભાવ બહુ માયાળુ હતો. તેમને ઘેર પણ હું કદિ કદિ જતો. ત્યારે તેમનાં માબાપને મારી સાથે વાતો કરવામાં આનંદ પડતો. હું તેમની માતૃભાષામાં વાત કરતો તેથી તેમને બહુ આશ્ચર્ય લાગતું. હિંદી માણુસને રશિયન ભાષામાં બોલતો જોઇ, તેમને નવાઇ લાગતી.

એક દિવસ હું લુનાને ઘેર ગયો ત્યારે તે પોતાની મા સાથે લડતો હતો. ગમે તે બહાને વઢવાડ કરતો હતો અને દલીલ પર દલીલો આપતો હતો. તેની માને લુના અર્થશાસ્ત્રનો પ્રોફેસર થાય એવી ઇચ્છા હતી, અને તેને 'રેડ આર્મી'મા દાખલ થવું હતું. આ મુદ્દા પર બંને વચ્ચે તકરાર પડી હતી. લુના તે વખતે બહુ ઉશ્કેરાઈ ગયો હતો. તે માને અનેક જાતની ધમકી આપી ઉલટો રડતો હતો અને ડુસકે-ડુસકે રડી પોતાના મનનું પ્રતિપાદન કરતો હતો. તેણે કહ્યું 'મા, શું હું વ્યક્તિગત સ્વાર્થ સાધવાને લશ્કરમા દાખલ થાઉં છુ એમ તું માને છે? માત્ર મારા દેશને ખાતર લડવા માટે હુ લશ્કરમા જોડાઉં છુ, નહિ તો અમસ્થા મારે લશ્કરમા જોડાવાનું શુ કામ છે? નાહક આ વચ્ચે વચ્ચે માથા મારતા મૂડીદારોના લશ્કર સાથે મને લડાવવાનો તારો વિચાર છે! આપણા પર એ મૂડીદારો કેવો જુલમ કરે છે! જો બધી જ માતાઓ પોતાના છોકરાને તારા જેવું કરવા માંડે તો મહા મહેનતે મેળવેલી સ્વતંત્રતા કોણ જાળવશે? આપણી ક્રાન્તિનું કેવી રીતે સંરક્ષણ થશે? તું મારી મા છે, તો તું જ કહેને! ખરું જોતા તારું તો કર્તવ્ય છે કે તારે મને લશ્કરમા જવાનું કહેવું જોઈએ.'

**મા અને દીકરો**

આમ કહેતા લુના ફરીથી રડવા માંડ્યો. આખરે માતાએ લુનાને પરવાનગી આપી જેથી તે રેડ આર્મીમા દાખલ થયો.

**બાલા-ક્લાવા**

ક્રિમિયાનું સેનિટેરિયમ જોયા પછી બાલા-ક્લાવાનું સેનિટેરિયમ જોવાની મને ઇચ્છા થઈ. સેબાસ્ટોપોલના જેવી ત્યાં સારવાર નહતી તો પણ ત્યાં તેના કરતા ખોરાક વધારે સારો હતો. બાલાક્લાવા નાનું શહેર છે અને તે એક અખાત જેવી નાની ખાઈ પર વસેલું છે. શહેરની બંને બાજુએ નજર ન પહોંચે

એના ઉચા ડુગરોના શિખર છે ખાણા–ખાવામા તોપખાનુ છે અને તે સમુદ્રનુ ૩૦ માઇલ દૂર સુધી તેમજ બીજી બાજુ ૫૬૨ માઇલ દૂર સેબાસ્ટપોલ શહેરનુ રક્ષણ કરે છે આ તોપખાનુ તેની શક્તિ માટે બહુ પ્રખ્યાત છે તે ઠેકાણે હુ બે અઠવાડીઆ રહ્યો

પછી સેબાસ્ટપોલ પાછા આવી પૂન મે મોસ્કોનો રસ્તો લીધો પણ મેનગાડી આ વખતે કમી કરેલી હોવાથી મો મુસાફરીનો ઘણો ત્રાસ પડ્યો ખાર્કાર પહોચતાજ હુ ત્યા ઉતર્યો એ શહેર ક્રોસ્ડે જેવડુ મોટુ છે અને તે ઉક્રેન પ્રાતની રાજધાની છે રીપબ્લિક સત્તામા દક્ષિણ તરફ સૌથી સુદર અને આરોગ્યની દ્રષ્ટિએ ઉત્તમ શહેર એટલુ એજ છે ઉપરના સવ શહેરાનુ સવિસ્તર વર્ણન આ નાના પુસ્તકમા થઇ શકે એમ નથી પછી ઉક્રેન–મોસ્કો મેલમા મુસાફરી કરવાની ત્યાથી પરવાનગી મેળવી હુ મોસ્કો આવી પહોચ્યો મોસ્કો આવતાજ આખી પરિસ્થિતિ ફરી ગયેલી લાગી હિદી લોકો અદર અદર લડ્યા હોવાથી U S S R મા તેમની પ્રતિષ્ઠા રહી નહતી તેમનુ માન ઘટી ગયુ હતુ લડવૈયાઓ પોતપોતાને સ્થળે જતા રહ્યા હતા એ વાત ખરી પણ તેમના સબધે રશિયનોનો અવકો ગ્રહ હજી પણ દૂર થયો ન હતો કારણ કે લડવૈયા જતા જતા પોતાનુ થોડુક લશ્કર પાછળ રાખી ગયા હતા

મોસ્કો પાછા આવ્યા પછી ત્યા થોડાજ વખતથી આવતા
ઈન્ડીપેન્ડન્ટ લીડર સ્ટેટ્સમેન પત્રોમા

**પાછા ફરવાની ઇચ્છા** હિદુસ્થાનની ચળવળો વિષે વાચતા મને
લાગ્યુ કે હિદની રાષ્ટ્રીય ચળવળ છેલ્લી

હદે પહોચી છે તે વાચતાજ હુ તદ્દન અધીરો બની ગયો ' હિદુસ્થાન આ વખતે નહિ તો ક્યારે જવુ ? મારા દેશના સ્વાતત્ર્યની ચળવળમા આ વખતે મારે ભાગ લેવોજ જોઇએ ઈત્યાદિ વિચારો

મારા મનમાં ઉભરાયા. મોસ્કો આવી પહોંચતાંજ હું તે ઉદ્યોગમાં લાગ્યો. ઈરાનથી અફઘાનિસ્થાનને રસ્તે હિંદુસ્થાન જવાનો પરવાનો મેળવવાની મેં ખટપટ શરુ કરી. પણ અફઘાન કોન્સલને મેં કરેલી વિનંતી ફોગટ ગઇ. તેણે મને જણાવ્યું કે—"અફઘા હજરતની તમને અફઘાનિસ્તાન જવાની મના છે; પરવાનગી નથી."

હિંદી લોકોનો સ્વભાવ બહુ ચમત્કારિક છે. તે તોછડા છે અને તેમના વર્તન અને કાર્યમાં વ્યક્તિગત અભિ-

**બનાવટી 'ઉસ્માની'** માન ખાસ કરીને જોવામાં આવે છે. આ વાત હું મોસ્કોમાં નહતો તે દરમ્યાન જણાઇ આવી. એક વિઘ્નસંતોષી માણસે મારો પીછો લીધો હતો. મારા વિરુદ્ધ ત્યાંના અધિકારીઓના કાન ભંભેરવા માટે તેણે સતત પ્રયત્ન કર્યા. મારી બેઆબરૂ કરી ત્રાસ આપવામાં તેણે એક પણ ઉપાય બાકી રાખ્યો નહિ તે કોમ્યુનિસ્ટ ઇન્ટર નેશનલ લાયબ્રેરીમાંથી મારી સહી કરીને પુસ્તકો લાવતો. એ પ્રમાણે એણે ઘણાં પુસ્તકો લીધાં હતાં. હું મોસ્કો પાછો આવ્યો ત્યારે એ વાત મારા જાણવામાં આવી એટલે હું તો આશ્ચર્ય ચકિત થયો. શૌકત ઉસ્માનીએ લીધેલાં પુસ્તકોનું એક આખું લિસ્ટનું લિસ્ટ કારકુને મારી આગળ રજુ કર્યું. હું સીધો લાયબ્રેરિયન પાસે ગયો અને પૂછ્યું કે આમાંથી તમે એક પણ પુસ્તક મને આપ્યું છે? તે કહે "ના, ના, તમને નહિ; ઉસ્માનીને આ બધાં પુસ્તકો મેં આપેલાં છે."

"પણ ઉસ્માની તો હુંજ છું." મેં કહ્યું.

મારો ઓળખીતો લાયબ્રેરિયન હમણાં કામગીરી પર ન હતો. તેની જગ્યાએ બીજો કોઇ આવ્યો હતો, તેણે ફરીથી કહ્યું— "લાયબ્રેરીમાં મેં તમને તો કદિ જોયાજ નથી."

મેં એક કાગળની કાપલી પર સહી કરી અને તેને બતાવી કહ્યું "જુઓ આ મારી સહી ઇસ્યુ કાર્ડમાં કરેલી સહીને બરાબર

•મળતી આવે છે ?"

"ના, બીલકુલ નહિ."

"હવે એપ્રિલ માસની ૨૬ મી તારીખ કાઢો જોઇએ. તેમાં પણ આવીજ સહી મળે છે કે નહિ, જુઓ !"

"હા—" તેણે કહ્યું.

તે ઠેકાણે મારી સહી હતી. અને લીધેલાં બધાં પુસ્તકો તે તારીખે મેં પાછાં આપ્યાં હતાં. લાયબ્રેરિયને મારી ક્ષમા માગી અને લિસ્ટ પાછું લીધું. પછી ખોટી સહીઓ કરી પુસ્તકો લઇ જનારની તપાસ શરૂ થઇ, પણ તેનું શું પરિણામ આવ્યું તેની મને ખબર નથી.

**આભાર દર્શન**

મોસ્કો છોડ્યા પહેલાં ક્રાન્તિના કેટલાક આગેવાનોની મેં મુલાકાત લીધી; પણ તે બધી મુલાકાતોનો હેવાલ આ નાના સરખા પુસ્તકમાં આપી શકાય એમ નથી. મારે કેટલાક જણનો આભાર માનવાનો છે. તેમના મારા પર જે ઉપકાર થયા છે તેનો મારાથી બદલો વાળી શકાય એમ નથી. ચળવળના મુખ્ય આગેવાન રેનરટેનના મારા પર ઘણા ઉપકાર થયા છે. તેમજ કાર્લ બર્ગ, પ્રખ્યાત અર્થશાસ્ત્રી પેટ્રાક અને લુનાચારસકી એ બધાએ મારી સાથે ભાઇચારાથી વર્તી મને અનેક રીતે મદદ કરી હંમેશને માટે તેમનો ઋણી બનાવ્યો છે.

**બાકુ તરફ પ્રયાણ**

ઈ. સ. ૧૯૨૧ના સપ્ટેંબરની ૨૯મીએ હું મોસ્કો છોડી બીજે દિવસે મિનરલ મેનશન ગામે પહોંચ્યો. ત્યાં મારે એક માણસને મળવાનું હતું. એ ગામ કોકેશિયન પ્રાંતનું એક નમુનેદાર સ્થળ છે. ત્યાં લાંબી દાઢીવાળા એેદેડી, જ્યોર્જિયન અને આર્મિ-નીઅન લોકોની વસ્તી વધારે છે. રશિયામાં આરોગ્યની બાબતમાં

તે જાણીતું સ્થળ છે

ત્યાંનું કામ પરવારતાં હું આગગાડીમાં બેસી બાકુ ગયો તે કેમણે એક સુખ સગવડતા ભરેલી હોટેલમાં મેં મુકામ કર્યો બાકુ એ નમૂનેદાર કરાની શહેર છે ત્યાંના રસ્તા બહુ પહોળા અને સ્વચ્છ છે મકાનો ઘણા ઉંચા છે વિજળીક બત્તી અને થીએટરોથી શહેર ઘણું સુંદર લાગે છે ત્યાંના લોકો મોટે ભાગે આર્મિનિયન અને તુર્ક જાતના છે રશિયનો બહુજ થોડા છે, પણ યહુદીનું પ્રમાણ કાંઈક વધારે છે

બાકુ રૂશિયાના કેરોસીનનું મુખ્ય સ્થળ છે, તેથી ત્યાંનું આકાશ હમેશા ધૂમાડાથી વ્યાપેલું રહે છે. કેરોસીનના કેન્દ્ર સ્થળ તરીકે બાકુ વિષે જેટલું લખીએ એટલું ઓછું છે, જો કે તેના કુવા વિષે ઘણે ઠેકાણે લખવામાં આવ્યું છે, પરંતુ તે સબંધી બીજી દષ્ટિએ પણ ઘણું લખી શકાય એમ છે અગાઉ જે નાના નાના જમીનના ટુકડા હતા, તે પદ્ધતિ હવે બદલાઈ જતાં સોવિયેટ સરકારની આગેવાની નીચે તેનું એકીકરણ કરવામાં આવ્યું છે, અને પરાપૂર્વથી ચાલતા આવેલા તેમના ધંધાને સોવિયેટ સરકારે ઘણો મહત્વનો બનાવ્યો છે એ પ્રમાણે એકીકરણ થવાથી તે બધી જમીન રાષ્ટ્રની મિલકત ઠરાવવામાં આવી છે, અને તેના પર કામદારોની સત્તા છે આ ફેરફારથી એ કામદાર વર્ગને ઘણું સુખ થયું છે ગુફા જેવી અંધારી જગ્યામાં રહેવું પડતું તેને બદલે ત્યાં આગળ નવીન પદ્ધતિના મકાનો બાંધી મોટી વસાહત કરવામાં આવી છે

તુર્કીને મદદ:

આ વખતે તુર્કીનું ભવિષ્ય અનિશ્ચિત હતું દારૂગોળા અને હથીઆરોના ડુંગરના ડુંગર બાકુમાં આવી પડ્યા હતા, અને લશ્કર આવીને ભરાતું હતું, ત્યાંથી તે બધો દારૂગોળો અને લશ્કર કાર્સ જઈ યુવાન તુર્કીને મદદ કરતા હતા. તે સબંધી વધારે

•માહિતી મેળવવાને હું જનરલથી ટર્કિશ મેન્સન ઇસ્માઇલ મુવૈ પાસે ગયો તે પચીસ વર્ષનો મજબુત યુવાન હતો તેણે કહ્યુ, "અમારો દેશ અત્યારે ઘણી કફોડી સ્થિતિમા છે જો આજ સોવિયેટ રૂશિયાની અમને મદદ ન હોત તો પરદેશીઓના જુલમનાથી અમે દુખદાયક સ્થિતિમા આવી પડ્યા હોત અમને માથુ ઉંચુ કરવાની તાકતજ નહતી અમારા શત્રુ અમારી નજીકમા લગભગ ૨૬ માઇલના અતરે છે અગોરાની પશ્ચિમે એસ્કીશેર શહેરમા તેનુ થાણુ છે અમે આજ ઘણા નામી ગયેના છીએ એ સોવિયેટ દીર્ઘાયુ થાવ તે દારૂગોળો તો શુ, પણ માણસો આપીને પણ મદદ કરે છે"

મેન્સનનુ ભાવતુ સાભળી દરેક સ્વાતત્ર્યવાદીને માફ લાગ્યા વિના રહે નહિ

તે પછી હિંદુસ્થાન પાછા ફરતા પહેલા મે ઈરાનમા કેટલાક દિવસ ગાળ્યા. મારે ઇરાન સબધી ઘણુ કહેવાનુ છે, પણ તે આ ભાગમા ન કહેતા હુ આગળના ભાગમા કહીશ માત્ર રૂશિયાનું વર્ણન સમાપ્ત કરતા પહેલા જે એક બે ખાસ બાબતો મારા મનમા ઉગી રહી છે તે અહીં જણાવીશ

**બે અનુમાનો**

પ્રથમ તો સોવિયેટ યુનિયનના ગામડા—ખાસ કરીને રૂશિયાના ગામડા—તેમા થયેલી સુધરણા અને ઘરનાને બાહ્ય રીએ તો—હિંદુસ્થાનના ગામડા જેવા છે તેમા ખરૂ જોતા એકમેકને સહકાર અને સગઠનજ જણાઇ આવે છે પાશ્ચાત્ય લોકોને સોવિયેટ કલ્પના પ્રતિ તિરસ્કાર ઉપજે છે પચાયત પદ્ધતિને તેઓ ધિક્કારે છે સામાજિક રચના સાથે તે કલ્પનાને વિરોધ હોવાથી તેમને તે માન્ય નથી તેમનુ કહેવુ એવુ છે કે દરેક બાબતમા રહેલુ વ્યક્તિગત મહત્વ તેનાથી નષ્ટ થાય છે પરતુ પાશ્ચાત્યોથી ઉલટુ પૂર્વ તરફના લોકોને તે કલ્પનામા નવીન કિવા અનોખ઼ુ કાઈ લાગતુ નથી કારણ કે પૂર્વત્ય સમાજે વ્યક્તિ

કરતાં સમાજને હમેશાં વધારે મહત્વ આપ્યું છે. પૂર્વ તરફ સૈબિરિયાથી ચીન સુધી, તુર્કસ્થાનથી હિંદુસ્થાન સુધી, તેમજ કાકેસસથી ઇરાન સુધી સર્વત્ર એક સરખીજ સામાજિક વહેવાર વ્યવસ્થા છે. ત્યાંને પૂર્વના લોકો કોમ્યુનિસ્ટોનાં તત્વો કિંવા શાસ્ત્રીય પદ્ધતિએ સુધરેલી પંચાયતોનાં તત્વોને જાણે પોતાનાં જ તત્વો તરીકે માન આપે છે, તેનાં બે મુખ્ય કારણો છે. એક કારણ એ કે તે લોકો પાશ્ચાત્ય મૂડીદારોની આધીનતા નીચે દબાઇ ગયા છે, અને બીજું કારણ એ કે તેમના સામાજિક રીત રિવાજ રૂશિયાના રીત રિવાજ સાથે ઘણા મળતા આવે છે.

બીજો એક મુદ્દો એ છે કે રશિયન ભાષા અને પૂર્વસ્થ ભાષાઓ વચ્ચે પણ ઘણુંજ સરખાપણું જણાઇ આવે છે; પરંતુ આ મુદ્દાનો સારી પેઠે ખુલાસો તો કોઇક ભાષા શાસ્ત્રીજ કરી શકે. તે ભાષાનો સંસ્કૃત અને ફારસી સાથે ઘણો નિકટનો સંબંધ લાગે છે. ઓગ્ની, બ્રાટ, માટ્રા—એ અગ્નિ, ભ્રાતૃ માતૃ શબ્દોને કેટલા બધા મળતા આવે છે! તે શબ્દોના જે અર્થ સંસ્કૃતમાં છે તેજ રૂશિયન ભાષામાં પણ છે. જુદા નથી. આમ રૂશિયન ભાષાનો પૂર્વ સંબંધ સંસ્કૃત સાથે હોવો જોઇએ એવું અનુમાન કરવાને પુષ્કળ આધાર મળે છે.

વોલ્ગા અને ઑક્સસના કાંઠાનાં ગામડાં, અને ગંગાના કિનારાનાં ગામડાંમાં ઝાઝો ફેર નથી. જો કાંઇ ફેર જણાતો હોય તો તે એટલોજ કે હિંદુસ્થાનનાં ગામડાંનો સહકાર, સામાન્ય રીતે સાર્વત્રિક ધનનો સંચય અને સામાજિક સંબંધ, એ રશિયાના જેટલાં વિકાસ પામેલાં નથી; રશિયાના ગામડાંમાં સામાજિક અને આર્થિક સંબંધ એકમેક સાથે ઘણો નિકટનો રહે છે; તે કદિ તૂટી શકતો નથી.

પૂર્વસ્થ દેશની ભાવના વિષે અત્યાર સુધીમાં ઘણું લખાઇ

**ચાર તહનામાં**

ગયું છે. માત્ર કેટલાંક વ્યવહારિક ઉદાહરણોજ આ સ્થળે હું આપવા માગું છું. એટલે આ ભાગ પૂરો થશે. રશિયાનું સ્વાતંત્ર્ય યુદ્ધ પૂરૂં થતાં, તેને કાંઇક આરામ મળ્યા પછી તેણે ચાર મહત્વનાં તહનામાં કર્યાં તે વખતે હું મૉસ્કોમાંજ હતો. એ તહનામાં નીચે પ્રમાણે થયાં છેઃ—

ઇરાન સાથે—તા. ૨૬ ફેબ્રુઆરી ૧૯૨૧;

અફઘાનિસ્થાન સાથે—૨૮ મી ફેબ્રુઆરી ૧૯૨૧;

બુખારા સાથે—૪ થી માર્ચ ૧૯૨૧;

અને તુર્કી સાથે—૧૬ મી માર્ચ ૧૯૨૧.

અફઘાન તહનામા વખતે અફઘાનિસ્થાન તરફથી સરદાર અબ્દુલ હાદીએ તહનું કાર્ય કર્યું. તે તહનામાથી અફઘાનિસ્થાન, ઇરાન અને તુર્કીના સ્વતંત્ર રાષ્ટ્રીયત્વને સબળ ઉત્તેજન મળ્યું. તેનાથી લુસેન કૉન્ફરન્સ અને ગ્રીક વિગ્રહ વખતે તુર્કીને મદદ થઈ. તેનાથીજ એક રીતે પૂર્વસ્થ રાષ્ટ્રોમા સંગઠનના તત્વનો ઉદય થયો એમ કહેવાને હરકત નથી. તે ઉદય મૂડીવાદીઓની લૂંટાલૂંટ વખતે પ્રજાનાં લોહી ચૂસતી વખતે ખીસકુલ થયો ન હતો!

**સોવિયટનો જયજયકાર**

ચીન અને બીજે જ્યાં જ્યાં ઝારના વખતમાં જે જે સવલતો આપવામાં આવી હતી તે સવલતો ઉદારતાથી તેવી ને તેવીજ કાયમ રાખવામાં આવી. પૂર્વ તરફનાં રાષ્ટ્રો સાથે તેમને જે અપમાનકારક શરતો હતી તે રદ કરવામાં આવી. બલ્કે તે કરારના કાઠીને ટુકડેટુકડા કરી નાખવામાં આવ્યા. ૩૧ મી ઑગસ્ટ ૧૯૦૭ ના જે ઍંગ્લો–રશિયન કરારથી ઇરાનના ભાગલા પડ્યા હતા તે કરાર રદ કરી ઇરાનનું સ્વાતંત્ર્ય જાહેર

કરવામાં આવ્યું. સોવિયેટ ગન્ય સત્તાએ ઝારના સમયના કરાર બદલી નાખી રેઝાખાન અને તરુણ ઇરાનનો પ્રેમ સંપાદન કર્યો. જે કરજ હતું તે ઉદારતાથી છોડી દેવામા આવ્યું. રશિયન બેંકો અને તારની સગવડો સંપૂર્ણ મરકારની દૃષ્ટિએ ઇરાની સરકારને આપવામાં આવી. આનું પરિણામ એ થયુ કે મોવિયેટ પદ્ધતિનો જ્યાં ત્યાં જયજયકાર થયો ઇરાને સોવિયેટ સત્તા આગળ પોતાનું મસ્તક આનંદથી નમાવ્યું. ઇરાનની લોકશાહી આજ સોવિયેટ રશિયાને પોતાને બંધનથી મુક્ત કરનાર, અને ઉદ્ધારક તરીકે માન આપે છે. સ્વતંત્ર ઇરાન આજ સોવિયેટ રશિયાના યશોગાન ગાય છે.



## પરિશિષ્ટ-૧

રેડ આર્મીમાં પ્રવેશ કરતી વખતે સૈનિકોને એક પ્રતિજ્ઞા લેવી પડતી હતી અને દર વર્ષે બે માસમાં તે ફરીથી બોલી જવી પડતી હતી. તે પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે:—

Before the working class of Russia and of the whole world, I swear to bear my calling honourably; to perform my training conscientiously; and zealously to gaurd public and military property from damage or loss.

I swear straightly and unflinchingly to observe revolutionary discipline, and unhesitatingly to obey all the orders of the Commanders appointed by the workers' and Peasant's Government.

I swear to abstain myself and to withhold my comrades from all actions lowering the dignity of a citizen of the Soviot Republic; to direct all my actions and thoughts towards the great-aim of the litera.y of all the workers.

I swoar, at the first call of the Workers' and Peasants' Government to come to the defence of the Soviet Republic against all perils and attacks by any of its foes, and in battle for the Russian Soviet-Republic for the work

of socialism and the brotherhood of the peoples; to spare neither my energies nor my life itself.

If by malicious intent I break this my solemn promise, then may universal contempt be my lot, and may I be punished by the stern hand of the revolutionary law.

લેન્સબરી.



## પરિશિષ્ટ–૨

## The Internationale.

( આ વિશ્વરાષ્ટ્રીય ગીત ક્રેમલિન ટાવરની ઘડીઆળમાં, રાત્રે બરાબર બાર વાગે શરૂ થાય છે, અને અર્ધો કલાક ચાલુ રહે છે. એ ગીત મૂળ રૂશિયન ભાષામાં છે અને તેનું અંગ્રેજી તથા ગુજરાતી ભાષાન્તર નીચે આપ્યું છે)

(1)

Arise, ye starvelings, from your slum-bers,
A-rise, ye crim–i–nals of want,
For reason in revolt now thunders,
And at last ends the age of can't

Now a-way with all su-per-sti-tions,
Servile masses, a–rise! a–rise!
We'll change forthwith the old con di tions,
And spurn the dust to win the prize.

• Then, comrades, come ral-ly
The last fight let us face,
The-In-ter-na-tion-al-'e,
U-nites the hu-man rece.

(2)

These kings defile us with their power,
We want no war within the land;
Let soldiers strike for peace call louder,
Lay down arms and join hand in hand.
Should these vile monstors still determine,
Heroes to make us in despite;
They'll know full soon the kind of vermin
Our bullets hit in this last fight!
Then, comrades, come ral-ly,
The last fight let us face,
The In ter-na tion al-'e
U-nites the human race.

(Chorus) Then Comrades, etc.

(૧) જીવંત મુડદાંઓ! ઉઠો, આંખ ઉપરનાં પડળ કાઢી નાંખો. દારિદ્રયને લીધે ગુનેગાર બનેલાઓ! જાગ્રત થાવ! જુઓ તે બંડખોર બુદ્ધિ ગર્જના કરે છે. અને આખરે ઢોંગીપણાનો જમાનો ખલાસ થયો છે! જૂની ધર્મઘેલી માન્યતાને હવે લાત મારો. તત્કાળ જૂની પરિસ્થિતિ બદલી નાંખો, સ્વાતંત્ર્યનું ધ્યેય પ્રાપ્ત કરવાને માટે આપણે ગુલામગીરીને લાત મારીએ! સ્વાતંત્ર્યના ઝંડા હેઠળ આપણે ઉભા રહીએ અને આ આખરના યુદ્ધનો સામનો

કરીએ—આ વિશ્વ રાષ્ટ્રીયત્વ આપણી માનવ જાતિને એકત્ર કરે છે.

(૨) આ રાજાઓ પોતાની સત્તાના જોર પર આપણી ધૂળધાણી કરે છે. આપણને જગતમાં કયાંય યુદ્ધ જોઇતું નથી. સૈનિકો સંપનો પોકાર કરો, શાંતતાને માટે પ્રચંડ ગર્જના કરો. તમારાં હથીઆરો નીચે મૂકો, અને ભ્રાતૃભાવના સંબંધથી હાથમાં હાથ મેળવો. આ ક્રૂર રાક્ષસ આપણા વિરોધને ન ગણકારતાં જો પોતાનું બલિદાનજ આપવા ઇચ્છતો હોય તો તેના પર આપણે આપણી બંદુકોથી કેવું હળાહળ ઝેર વરસાવી શકીએ. છીએ તે આપણે આખરના સંગ્રામમાં બતાવી આપીએ.*



## પરિશિષ્ટ—૩

રૂશિયા અને ઇરાનના અરસપરસ કોલ કરારોની કેટલીક કલમો ઘણી રસુજી છે. ૨૬ મી ફેબ્રુવારી ૧૯૨૧ ના રોજ સોવિયેટ ઇરાન વચ્ચે જે તહ થયો તેમાં નીચે પ્રમાણે જણાવેલું છેઃ—

"R. S. F. S. R. આજથી જાહેર કરે છે કે વસાહતની સરકારે જે જુલમ ચલાવ્યો હતો, જે જુલમી ધોરણ તેણે અત્યાર સુધી અખત્યાર કર્યું હતું—તે જુલમ, તે ધોરણ આજે નાબુદ થયાં છે. રૂશિયાની એવી ઇચ્છા છે કે ઇરાની લોકો સુખ શાંતિમાં અને સ્વતંત્રતાથી રહે રૂશિયા જાહેર કરે છે કે અગાઉ થયેલાં તહનામાં, કોલકરાર જેનાથી ઇરાનીઓના જન્મસિદ્ધ હક્ક નષ્ટ થયા છે તે તહનામાં અને કોલ કરારની આજે કાંઇ કિંમત નથી. તે રદ છે. એ સિવાયના રાષ્ટ્રોની સ્વતંત્રતાને જે ધોરણથી ધોકો પહોંચે, જેનાથી તેમનું સ્વાતંત્ર્ય જરા પણ ખંડિત થાય, અને જેનાથી

* 'ચિત્રમયજગત'ના આધારે.

તે રાષ્ટ્રો યુરોપીઅન લૂંટારાઓ (Robbers) ના જુલમ અને શોષણના ભોગ થઇ પડે એવું કોઈ પણ ધોરણ રૂશિયા હવે કદિ પણ સ્વીકારશે નહિ. રૂશિયા આજે બીનશરતે આ પ્રમાણે જાહેર કરે છે."

તુર્કી સાથે જે કરાર થયા તે આ પ્રમાણે હતા: "R. S. F. S. R. અને તુર્કીની ગ્રૅન્ડ નેશનલ એસેમ્બલી, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની ભ્રાતૃભાવનાનું યોગ્ય રીતે પાલન કરશે. લોકોના સ્વતંત્ર રીતે નિર્ણય કરવાના હક્કને કોઈ પણ પ્રકારનો બાધ આવશે નહિ; તેમજ સામ્રાજ્યવાદીઓ સાથે લડવાનો પ્રસંગ આવતાં ચાલુ મૈત્રિ કબુલ રાખી તેનો બચાવ કરવામાં આવશે.

નીચેનો ઉતારો તો બહુ મઝાનો છે:—

"બંને રાષ્ટ્ર પૂર્વ દેશોના સ્વાતંત્ર્યની ચળવળને અનુમતિ આપે છે, તેમના સ્વતંત્ર્યનો, તેમજ ઇચ્છાનુસાર સરકાર રચવાનો તેમનો હક્ક ઉભય રાષ્ટ્રોને માન્ય છે. બંને બળવાન રાષ્ટ્રો એકમતે જાહેર કરે છે કે પૂર્વસ્થ રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય અમને કબૂલ છે, અને સ્વાતંત્ર્યના અસલ તત્વ ઉપરજ તેને આ રાષ્ટ્રો માન્ય રાખે છે."

જુલમથી ત્રાસ પામેલાં પૂર્વ તરફનાં રાષ્ટ્રો સંબંધી સોવિયેટ યુનિયનના ધોરણ, અને પાશ્ચાત્ય મહીદારોના ધોરણ વચ્ચે કેટલો બધો મહત્વનો તફાવત છે તે ઇરાનના પ્રાઇમ મિનિસ્ટરના તેમજ આગા મેકાજર (જેમણે સોવિયેટ યુનિયન અને ઇરાન વચ્ચે થએલા તહનામા પર બીજી ઓકટોબર ૧૯૨૧ના રોજ સહી કરી હતી તે)ના શબ્દોમાંજ કહેવું ઠીક પડશે:—

"The triumph of the Soviet policy is due to the recognition by Persia of the fundamentel difference in the policies of the Soviet

union and European powers towards Asiatic nations The Soviet union recognises the aspirations of the people while the capitalist powers crush them"

ઉપર્યુક્ત ઉતારાનો ભાવાર્થ એ છે કે ' સોવિયેટ સત્તા પૂર્વસ્થ રાષ્ટ્રોની મહત્વાકાંક્ષા વધારવાનો તેમજ પાશ્ચાત્ય મૂડીશાહીને તોડી નાખવાનો પ્રયત્ન કરે છે, તેમની સ્વાતંત્ર્યની કલ્પના વધવા ન દેતા બીજાની અસ્તિત્વ જ નષ્ટ કરી નાખવાની મૂડીદારોની મહત્વાકાંક્ષા છે."

